# લવજી લક્ષાપતી.



નાટક (૩) અંકી.

રચનાર

“ અ ર મ.”

તે

“પૈસાને પરણેલી પુતલી”

તથા

“મેહેરામ અને શીરીન” નો કર્તા.



મુંબઈ:
ઇનડસ્ટ્રીયલ પ્રેસમાં છાપ્યું છે.

સને ૧૮૮૮ ઇસવી.

કિંમત આના છ.

## નાટક પાત્ર.

| | | |
|---|---|---|
| લવજીભાઈ | ..... ..... | પુણાના એક તવંગર શેઠ. |
| કાવશજી | ........... | લવજીભઇના ભઈ. |
| ફ્રામજી | ........... | લવજીભઇના મીત્રો. |
| કેખશરૂ | ........... | લવજીભઇના મીત્રો. |
| બરજોરજી | ........... | લવજીભઇના મીત્રો. |
| ખરશેદજી | ........... | મુંબઈના એક દાકતર. |
| બમનજી | ........... | પારસી કર્લાકો. |
| પેશતનજી | ........... | પારસી કર્લાકો. |
| જાંહગીર | ........... | પારસી કર્લાકો. |
| સોરાબજી | ........... | "ધોબીતલાવ પારસી યુનીઅન"ના મેમબરો. |
| પીરોશાહ | ........... | "ધોબીતલાવ પારસી યુનીઅન"ના મેમબરો. |
| રૂસતમજી | ... ........ | "ધોબીતલાવ પારસી યુનીઅન"ના મેમબરો. |
| માકાદારૂ | ........... | કાજ કરનાર મોબેદ બઇઓ. |
| જમશેદદારૂ | ......... | કાજ કરનાર મોબેદ બઇઓ. |
| ખેમરાજ | ........... | એક મારવારો. |
| ગુલાબદાસ | ........ | એક નાણાવતી. |
| ધનબાઈ | ........... | લવજીની એક પુરી બેટી. |
| મેહેરબાઈ | ........... | ફીટઝરલ્ડના ફ્રામજીની બેટી, પછવાડેથી લવજીભઇના ધણીયાણી. |
| શેરીયાર | ........... | લવજીનો ઇરાણી ચાકર. |
| રામો | ........... | ખેમરાજનો માણસ. |

મોબેદો—જેલર—મીત્રો, કારભારીઓ ઇત્યાદી.

**☞ આ ખેલનાં ખાસ જોડાવેલાં ગાયણો માટે જુવો સફા ૭૦ થી.**

# દીબાચો.

**મેહેરબાંન વાંચનાર,**

આ નાટક હું તમારી આગલ રજુ કરૂં તેની અગાઉ તે વીશે બે બોલ કેહવાની રજા લઊં છું ને ઉમેદ છે કે તે વીશે મને દરગુજર કરશો. કદાપી જો તમે મારા "પૈસાને પરણેલી પુતલી" તથા "બેહરામ અને શીરીન"ના નાટકો વાંચ્યા હશે તો ત્યાંના દીબાચાઓ પરથી તમને માલમ પડશે કે આ સાલ તો મારે "પૈસાપર પડેલો પેશુ" નો ખેલ તમારી સનમુખ રજુ કરવો જોઈતો હતો. મારા પોતીકા વીચાર અને ઉમેદ પ્રમાણે દર સાલે એક નીરદોષ ખેલ લખી તમારી નેક સેવા બજાવવા શીવાય હું કંઈબી બીજી મકસદ રાખતો નથી. મેં પેહેલો ખેલ સને ૧૮૮૬ માં લખ્યા પછી મારો બીજો "બેહરામ અને શીરીન" નો નાટક મને ૧૮૮૭માં રજુ કરવો જોઈતો હતો પણ તેના દીબાચામાં જણાવ્યા પ્રમાણે "બામ્બે ક્રિકેટ કલબ"ના મેલાવડા ખાતર સને ૧૮૮૬નાંજ સાલની આખેરીએ પ્રગટ કરવો પડયો તેથી તે નાટકને ૧૮૮૭ના સાલનો ગણી આ નાટક હવે ૧૮૮૮ નો મેં ગણીયો છે ને ઉમેદ છે જે તે સાહેબની મેહરથી હું જરૂર હવે મારો "પૈસાપર પડેલો પેશુ" નો ખેલ ૧૮૮૯ નાં ખેલ તરીકે તમારી સાંમે રજુ કરી શકશ. આ ખેલ વીશે બીજા ખેલો કરતાં હું બે બોલ અટકા કેહવા માંગું છું તેથી આશા છે જે નાહેક એને તુંડઈ તથા અકરાતનું રૂપ ન આપતાં મારાં કદરદાંન વાંચનારાં મને એ ખેલની સંધી ખામીઓ મેહેરબાંનીની રાહે દરગુજર કરશે. એ ખેલનો "પ્લૉત" મારો પોતાનો "ઓરીજીનલ" નથી પણ હાલમાં મુંબઈમાં વાહાલું થઈ પડેલું "મધુરવચન" ના નવેમબર માસનાં અંકમાં આવેલી "ચાર લાખની બસ્ર" નામની વારતાના પ્લૉતના આધારે તેમાં સેહેજ સાહજ

ફેરફાર કરી મેં રચ્યોછે પણ એ આખો નાટક રચવામાં મેં ફકટ પુરેપુરો ચાવીસ કલાકનો એક આખો દાહાડોબી લીધો નથી તેથીજ સ્વભાવીક રીતે એમાં ઘણી ખાંમીઓ તમને માલમ પડશે જે વીસે એકવાર ફરીથી તમારી દરગુજર ચાહું છું. કદાપી કોઇ સવાલ કરશે કે એટલો ઝડપથી એ ખેલ લખવાનો કાંઇ સબબ? તો તે મેહરબાંન સવાલ કરનારને એટલુંજ કેહેવું બસ થસે કે એ ખેલ "બોમ્બે ક્રીકેટ કલ્બ" વાલાઓની ખાસ ફરમાસથી તેઓનાં સને ૧૮૮૮નાં સાલની શરૂઆતમાં થતા મેલાવડા માટે એટલો ઝડપથી લખવો પડયો હતો. હું જાણીને દલગીર થયો છું જે એ કલ્બવાલાઓથી વખતની કોટાઇને લીધે મારો "બેહરામ અને સીરીન"નો નાટક ગયે તેમજ આ સાલ પણ ભજી બતાવાને બન્યું નથી; પણ ઉમેદ છે જે તેઓ તેને તદન પરતો નાંખશે નહી. હવે આ દીબાચો ખતમ કરવા અગાઉ જે મેહેરબાન મારા મીત્રો મારો "પેસુ" નો નાટક કયારે બાહાર પડશે એમ ઇંતેજારીથી ખબર કાહાડે છે તેમને જણાવાની રજા લઉં છું જે હવેથી દર વરસની આખેરીએ નહી પણ સરૂઆતથી હું મારા ખેલો વગર નીષ્ફલ થવે રજુ કરયો જઇશ અને જો મને પુરતો આસરો મલશે તો દર વરસે નહી પણ વરસમાં બે વાર પણ હું બાહાર પડવાને ચુકીશ નહી. હું જાણીને ખુશી છું જે મારા આગલા દીબાચાઓમાં સુચવ્યા પ્રમાણે આ વેલા "બોમ્બે ક્રીકેટ કલ્બ"વાલાઓએ આ ખેલ માટે પોતાના એક મેમબર પાસ ખુદ નવાં ગાયણો જોડાવ્યાં છે જે મને આ ચોપડીમાં છાપવાની પરવાનગી આપવા માટે હું તેઓનો ઉપકાર માનું છું. હાલ એજ.

"અ ર મ."

મુંબઇ, તા૦ ૧ લી જાનેવારી ૧૮૮૮.

૩૧૮૦૪

## અંક પેહેલો.

### દેખાવ પેહેલો.

(લવજીભઇ લક્ષાપતીના મજગામનાં બંગલાનું દીવાનખાનું; શેરીયાર ઇરાણી સામન સાફ કરતો ગીત ગાય છે)

બતાદે હમકો તું હાલ પ્યારે (રાહ)

દુવૉ ગુજારીચ, હું તૉરી, રેહેમ કુંની, તુંઇ બૉરી.
ઇરૂણથી મુંમબઇ ઑવીચ, તાંહાં કૅરીચ ફરમૉનદારી,
છે શીઠને બાઇ મૉરી શૅરી, હેશાનમૉનેચ હું ઇ બૉરી—દુવૉ.
ઇરૂણનાં જુલમથી નૉસી, મૉદર પેદર દુવૉ કૅરીચ
બખ્સદાદગર સુખને યૉરી, સલૉમત રૅખ શીઠને બાઇ—દુવૉ.
ઑબૉદ રૅખીચ એ રૅણીનું રૅજ, કરીચ એના દુશમન તૉરૅજ,
ખલક કરેચ તુંઇ ઓબૉદ, મુરાડેમન ના કર બરબૉદ—દુવૉ.

(માકાદારનું દાખલ થવું.)

**શેરીયાર**—ઓવોજી; કોણુને પુચીચ ?

**માકાદારૂ**—તારો શેઠ કાં શે ?

**શેરીયાર**—મારી શેઠ ઘણુા કામમાં છે.

**માકાદારૂ**—શું થાણુા ગામમાં શે ?

**શેરીયાર**—તું જંગલી છે. ચી અમઠી અમઠી માથી ખાએચ ?

**માકાદારૂ**—જંગલી તું, તારો બાપ; હંઇઆં કાણુને કેહેવા આયોશ ?

**શેરીયાર**—કાન નાક બધા તારા ભાજી જશે; સમજી ?

**માકાદારૂ**—અરે બૅશબૅશ; ઇરાણુના વાંદરા.

**શેરીયાર**—કેમ તું મુંગી નીંહ મરેચ; તું ગાર સાના આપેચ ? તું મમબાઇનો ભાજી ખાઉ મારા ઇરૂણુની ચી વાત જાનેચ ?

**માકાદારૂ**—ઝા, ઝા, પીજનશોર.

**શેરીયાર**—ચોર તું છે; મુંગીમર. (મુકકી મારવા જાય છે)

**માકાદારૂ**—અરે ઝાની ભઇ તારા શેઠને તેરીલાવ.

**શેરીયાર**—વૉરૂં; તું બેસ; હું જાએચ.

(શેરીયાર જાય છે)

**માકાદારૂ**—ગુલામ શું તનઇ મરેશ; એ મનશે ચાય શું પીએશ?

(લવજી શેઠ આવેછે)

**માકાદારૂ**—શાહેબ મેહેરબાન શેઠ; આવો.

**લવજી સેઠ**—આવો; આવો; બાદશાહ; કેમ છેવો?

**મ.કાદારૂ**—સારીફાણી શાહેબ; દુવા કરૂંશ.

**લવજી**—કેમ મોબેદ કંઇ ખબર અંતર?

**માકાદારૂ**—ખબર તો કાંઇ નહી શાહેબ; પણ બધી ઠીકશે.

**લવજી**—ખબર કંઇ નહી તારે ખબર ઠીક કેમ હોય?

**માકાદારૂ**—એટલે શાહેબ કાંઇ ઝાણવાજોગ નહી; પણ એ બધું ઠીકાશ તો.

**લવજી**—એમ ભરમમાં સું બોલ્યા કરોચ? કંઇ નવું જીન્નું; કંઇ ગામ ગપ્પા?

**માકાદારૂ**—આય શાહેબ ગામ ગપાતાતો એશે કે આપરા માનવંત શેઠ દીનશાહજી પીટીટ જેવણુ આપરી વાઇકારતના શરાફશે તેનાનાને કલકતેના ગવંદરની તુરંગના એક નમબર કીધાશ. એમ લોક તો કેહેશ. પશી ખરી વાત તો શાહેબ ઝાણે.

**લવજી**—અરે સરાફ શું? શરીફ બોલો, ને-તુરંગ સું બરીચ? સુપ્રીમ કાઊનસીલ કેહેવો. હા વાત તો ખરી છે; એમાં લોક શું કેહ? આય ન્યુસ-પેપરોમાં આવેચ તે વાંચોચ કની!

**માકાદારૂ**—અરે શાહેબ હું નશપેપર કાણુ વાંચેશ? ને શું પેપરે લખ્યું એટલે ખરૂશ કે? સાચ્ચું કેહુંશ શાહેબ એ લોકબી પોણા ગપ્પીદાસશે. બાપ મુવાઓ તો હાંકેશ તે કંઇ ઝોતાશ નથી; ને ઘણું થાયશ તો ઠોકેશ કે "અમારા સાંભરવામાં આયુંશ" નહીં તો કે "ગામમાં અફવા શાલી રહીશ" એમ કરી આજ કાલ તો ચચાર બાજુ ભરેશ.

**લવજી**—વારૂં ભઇ હોય; સઉને પેત લાગુંચ; ગમે તેમ કરે. જોઇયે ગપ્પા મારે, જોઇએ અફવા ઉડારે, કે જોઇએ કોઇમાંથી તફરામચીમ કરે; પણ આપુને તો બાવા વાંચવાની કંઇબી નવી જુની ખબર મલી એટલે બશ. કેમ ત્યારે તમે તો આજે કંઇજ નવી જુની ખબર અંતર નહી લાયા કે? કોઇ મરેચ, કોઇ જીવેચ; કોઇ પરણ્યું, કોઇ અડરાયું; કોઇનું વરસ, કોઇની નવજોત; કેઠે આગ, કેઠે મોહોત; કેઠે મારામારી, કેઠે ખુન; કેઠે લુતફાટ, કેઠે ચોરી; કંઇબી મારા સાહેબ જાણીએ કની? એ તમારૂં મુંબઇ એવું સુસ્ત ને દલ કેમ? હમારૂં પુનું ભલુંની.

**માકાદારૂ**—અરે બેઅદબી માફ્શે શાહેબ; પુનું તો દોજખનું ખુનું ગણાયશ; ને મારાં બેહશતન માયના મમઇઝી કેહતાંતાં તેમ હમારાં મુંબઇનું કોટ ને દહીનો ગોત; ને તાંહનાં લોકતો ભોલાં ભોત; ધોબીતલાવ–તાંહ રહી ખાઇએ દુધને પલાવ; ગીરગામ–તો ઝાણે બેહશતનું મુકામ; વાલકેશર–તાંહ તો બરેખાંની ધરાધર; ને મઝગામ–તો સઉથી પ્યારૂં ઠામ.

**લવજી**—સાબાસ, મોબેદ સાબાસ. તારે માથેરાનને મામલેસર વાસ્તે બેહસતન સું કેહતાંતાં?

**માકાદારૂ**—અરે શાહેબ તે વખતે કાણે એવું ઝોયું તું.

**લવજી**—વારૂં મોબેદ આય વાત ખરીકે તમારા કાનફાતીયાના કુંવરબાઇનું કંઇ ઘણાં મોતેબર ખાનદાનમાં હાલ થાયચ?

**માકાદારૂ**—(બાજુએ) હવે શમઝ પરી; બુધ્ધો પણવાની વાત શેરવા માંગશે. (મોટેથી) તેતો કાણુ ઝાણે શાહેબ, પણ મારાં ધ્યાનમાં એક ઘણીજ

ખુબશુરત શોકરીશે; ઝાણેકે પરી જેવી; નકરી એક મદમશ; જો કોઇ તમારો ઓલખાણમાં કુમારો હોય તો તમારો બંદો નક્કી કરી આપે.

**લવજી**—દસતુર તમે જાણોચ તો ખરા કે મારાં કુટુંબમાં હું એક–ને બીજી બીચારી મારી છોકરી. બેહસતન દીનું ને તો આવતે મહીને બીજું વરસબી પુરૂં થશે; ને મારે પેતે છોકરો તો કોઇ નહી; ત્યારે હવે પણવાનું કોણ રહયું?

**માકાદારૂ**—(બાજુએ) તારે શું બુધ્ધો પોતે રહયો એમ કેહવા માંગે-શ? (મોટેથી) પણ તેમાં શું થાયું શાહેબ; તમે પોતે કાંહ હજુર ઝવાન નથી? ખોદાની મેહેરથી ધણું તો પચાશેકની ભરતીમાં હોશો, પણ હજુરતો ઝવાન ઝેવાઝ લાગોશને ખોદા રાખે તે કાંડીબી શારીશે ને હજી ઝુલફાંતો કારાંઝશે.

**લવજી**—(બાજુએ) નખ્ખોદ ગીયો એમ નથી જાનતો કે હું તો બાલ કલર કરૂંચ. પણ મારી મેહરાંને મુકી હું કાંહ હવે બીજીનાં વીચારમાં પરૂં (મોટેથી) નહી મોબેદ મારો તો હાલ વીચાર કંઇ નથી.

**માકાદારૂ**—કાંય નહી શાહેબ? ખોદા નાકરે કંઇ તનદરોસ્તીને થાયું તો આગલ ઝોવા મુકવા તો કોઇ ઝોઇએ. હવે તમારાં બેતીબી ઝલડીથી ઝાવાનાં-શતો; કેમઝે એનાનાની ઉમરબી મોટી હોશે; એટલે પશી તમારી પાશે રહયું કાણુ?

**લવજી**—(બાજુએ) જાય તારે તાંહાંનાની; (મોટેથી) હા એ વાત ખરી કે અરધે ધડપણે કોઇ શાહારવાર કરવા તો જોઇએ પણ—

**માકાદારૂ**—પણ શું વરી શાહેબ? કદાશ બુચીજીનું પેહેલે કરી પશી વીચાર રાખતા હોવો તો તેબી બરાબરશે. લાવોની મને કેહવોની હુંઝ એવનનું નક્કી કરી આપું.

**લવજી**—બાવા મને કંઇ ઉતાવલ નથી. કેહેચ કે "સીધીભઇ ચાંદ દેખો" તો કેહેચ કે "આપસે આએગા;" તેમ જેની પરણવાની મરજી હોશે

તે આપોઆપ પગે પરતો આવશે; કાંયકે આપરી છોકરીમાં કંઇ ખાંમી કે એબ નથી. તે સાહેબની મેહેરબાંનીથી મારા ભવાની પેંતના બધા બંગલા તથા નગડ રૂપીયા ૫૦૦૦૦ મલી ! મેં તો બા મારી બેતીને નામનું રૂપીયા બે લાખનું તરસ્ત કીધેલું છે એટલે કોઈ પરણનાર ધણીને નાણાનો તો કંઇબી બીચાર રેહેજ નહી. વરી બીજું શું જોઇએ ? ખુબશુરતી તો છે, ને થોરૂં ઘણું અંગ્રેજીબી મીસીસ સોરાબજીની સ્કુલમાં સીખેલાં છે. ઘરસંસારનું કામ તો બધું આવરેચ કેમજે બેહસતનના મોહોત પછી બીચારી બધું કામ એજ કરેચ. હવે આપુને વધારે શું જોવું જોઇએ ?

**માકાદારૂ**—બરોબરશે સાહેબ; તારે તો કંઇ મને એવનનો ફોટોગ્રાફ આપશો ? આપરેબી શાહેબ પેત ખાતર મેહનત કરીએ ; પશી તો બાઇઝીની મરજી.

**લવજી**—નહી મોબેદ બાઇજીની મરજી નહીં. મારૂં તો એવું મત છે કે લગણ જેવા અતી ઉપયોગના સવાલમાં જેટલી છુટ મરદોની મરજીને મલવી જોઇએ તેટલીજ ઓરતોને નહીં જોઇએ; કેમજે એ ભવીશનો ભાગીયો સોધવામાં કડાપી જો કાંઇ ભુલ થાય તો ઓરત કરતાં મરદને વધુ સેહેવું પરેચ; કાંયકે કડાપી એક ઓરત નઠારી નીકલે તો તે બીચારો બાપડો તેનાં દુખને જુલમથી એટલો કંટાલી જાયચ ને તેનું મગજ એટલું તો તેના વીચારોમાં રોકાયચ કે તેનાથી પોતાના ધંધા કે ચાકરીપર મુદલ ધ્યાન અપાતું નથી; ને તેનું પરીણામ એ થાયચ કે એકને બદલે બએ પેત ભરવાના વાખાથી તે લુચઇ અને દોંગઇ કરવા શીખેચ ને અંતે કુવો કે તલાવ કરી પોતાનો અંત આણેચ. હવે જો મરદ કદાચ તુંડા મીજાજનો હોય કે કડાપી તેને પોતાની બૈરી સાથ બનતું નહી હોય તો આ રેહેમી સરકારનાં રાજમા તેનું ગુજરાન કરવા માટે પછી ૧૦ યા ૧૫ પણ કંઇબી ચોકસ રકમ તેણીને દર મહીને મલેછે કેમકે મરદ કમઇ શકે છે ને તેથી તે આપવાને બંધાયલો છે. વલી બીજું એ કે આજ કાલ તો છોકરીઓ પોતાના ભવીશનાં ખાવંદના બીત્તરનાં ગુણો, તેની

લાયકાત કે સાલેસાઇ, તેનો હુનર કે સારૂં ખાનદાન કાંઇપણનોભી વીચાર કરવાને બદલે જો તે એક એશક્ી ફાંકડો જરાક ખુબસુરત મરદ હોસે તો તેનાપર ફીડા ફીડા થઇ જશે. હવે એવો ઠાલી બાહારનો ભપકો જોઇ તેઓ પોતાની પસંદ-ગી કરે તો તેઓ પરણીયા પછી શુ સુખ પામે તેનો વીચાર કરવો કંઇ અઘરો નથી.

**માકાદારૂ**—પણ તેમ શાહેબ આજકાલના શોકરાઓભી ખંધાર્શની. નખ્ખોદ ગીયાઓ તો એમ શોકરીઓને ઠગવા કંઇ તસુતસુની એશક્ી મખમ-લની તોપીઓ પેહેરશે ને હાથમાં ઝાણે પેલા જાંગલાઓની તોપી જેવો ફેંતો રાખશે ને વરી આંખે આગલાશ તો લતાકાવેલુંશ રેહશે ને ઘણું થાશે તો ઝાણે વટલી ગીયા હોય તેમ અંગ્રેજીશ પોશાકમાં ઘોરાપર ફરવા નીકરી પરશે? એટલે નહી શું મુઇ દુકતીઓ લલચાય ને તેમનાપર ફીદા ફીદા થઇ જાય ?

**લવજી**—તેથીજ હું કેહુંચ કે તદન એ લોકની મરજીપરજ પરણવાનું નહી રાખવું જોઇએ કેમજે ખુદરતી રીતે ઓરત કરતાં મરદ વધારે દુઃખ સહન કરી શકેચ અને તેને વધારે અકલ હોવાથી પોતાની મુરખાઇનું પરીણામ વધારે હીમતથી તે ખમી શકેચ. હા હું એમ નથી કેહતો કે બધીજ છોકરીઓ એવી છે પણ સદંતર પોતાની પસંડગીથી પરણીને સુખી થયલી ઘણીજ જુજ મલશે.

**માકાદારૂ**—ખરી વાત શેરે સાહેબ, ખરી વાત. પણ રાન દુકતીઓભી શોકરાઓની માફક તે લોકને ઠગવા કંઈ પેલા ચશમાલોક્ી શેંતા પારશે. મોં-નાપર શું પેલો પોદર છાંતશે, ને મદમ જેવાં દીશવા કમરે પતા બાંધશે, એટલે નહી ઊતા એ ગુલામોભી તેઓનીજ પુઠે ભમેશ. પણ શાહેબ ઝરાક તમારી શોકરીને તો બોલાવો. હું તો ઝરાક જોઉ કે કેૅ શાતી થોક્ી બે બોલ કેહવા કામ લાગે.

**લવજી**—(હાંક મારેછે) દીકરા ધપી ; ઓ મારી દીકરી ધભી.

**માકાદાર—**શું શાહેબ કાણુની દીકરી ધપી? કયારે ગુજરી?

**લવજી—**છટ છટ મોબેદ મરે કોણ? (બાજુએ) મરે તારે તાંહની. (મોતેથી) એ તો એવનનું નામ કની ધનબઇજી છે પણ મારાં બેહશતન એને ધપીજ કેહતાંતાં.

**માકાદાર—**શાહેબ એબી લાર હમણાં હમણાં આપરામાં ઘણો વધતો જાયશ; આય તમારા પગની પુનઇથી જાંહ થોરે ઘણે શારે ઘેર હું ઝવા લાગો-શ તાંહ હઝારશો જાતના એવા ધાંગ જોયાશ.

**લવજી—**હા. એ ઓરતોનાં લારકાં નામ કરતાં મરદોમાંબી એમ બોલે-ચ તે મને મુદલ ગમતું નથી. હું કાલેજ મારા એક ફ્રેન્ડને તાંહ ગીયોતો તો માનશો બાદશાહ, તાંહ ત્રણ છોકરાઓનાં નામ મેં તરેહવાર લારકી રીતે બોલાતાં સાંભરીયાં. પેહેલું તો બાવા ઓલખાણ થઇ કે પાધરે પાધરૂં જે નામો ઉતાં તે બોલાયાં. તે શુ? કે રૂશતમજી, જાંહગીરજી ને નસરવાંનજી. પછી હું એક અર-ધોએક કલાક તાંહ બેઠો હોવશ તેટલામાં રૂસતમજીનું રસતમજી થયું; પછી રસતમ; પછી વરી રૂસતમ થયું; પછી રૂશી, પછી રૂમી ને પછી રસ થયું, ને છેલ્લું સેહલું તો વરી રશીઆને રૂશીઆબી થયું.

**માકાદાર—**તારે બાપમુંવાઓએ તરકીઝ શાહેબ બાકી રાખ્યું કે?

**લવજી—**અરે હા. સાંભરે તો ખરા. હવે જાંહગીરજી શેઠ પર આવી-એ તો પેહેલું જાંહગીર, પછી જાંગુ, પછી જૅંગ ને વરી ધુરપર લીપરૂં જીઓરજી કરીને અંગ્રેજીમાંબી બોલાયું. નસરવાંનજી શેઠને તો નૌશીરવાન—જાણે કે ખરેખર ખુદ ઇરાણમાંજ આપરે બેઠા હોઇએની તેમ—પછી નશરવાંન થયું; પછી નસલ, પછી નાંસું, પછી નસી, પછી નસલી, ને છેલ્લું તો વરી નસ.

**માકાદાર—**એ સાહેબ એ લોકના ભેજાંની નશાજ ખશી ગયલીની તારે એ લોકનો તે શું વાંક?

(ધનબઇજી આવેછે)

એ તો શેઠ આય બધા નવા વખતનાંજ ધાંગ.

**લવજી**—આવ દીકરા ધપી

**માકાદારૂ**—(બાજુએ) પગ તરે બરેશ ને લંકાં હોલવેશ.

**લવજી**—તું આય મોબેદને ઓરખેચ કે ?

**ધનબઈજી**—નહીંજી.

**લવજી**—દસતુર સાહેબ, એવન મારાં બેતી થાય; એવનનું નામ ધનબઈજી છે.

**માકાદારૂ**—ખોદાય એવનને જીવતાં રાખે ને તમોનેબી એવનને માથે ઘણા વરશ શલામત રાખે.

**લવજી**—કેમ ધપી તાહારાંબી કંઈ લારકાં નામ ઘણાં છે કે ?

**ધનબઈજી**—કાંય બાવાજી, આજે કંઇ એવો સવાલ ?

**લવજી**—તે આય દસતુરજી કેહેચ કે હમણાં હમણાં એ ખેનકોતક ઘણું વધી ગીયુંચ.

**ધનબઈજી**—મુવા એ મોબેદો બોલતા. એ મુંવા નસારીના તારી છેજનારાઓ હમારાં સૂધરેલાંઓની વાત તે શું જાણે ?

**માકાદારૂ**—(બાજુએ) લેવો બાઈઝી તો અત્યારથીશ શાલપામરી ઓધારેશ.

**લવજી**—પણ મોબેદ તમારાંમાં કંઈ લારકાં નામ હોય તો કેહવોની.

**માકાદારૂ**—શાહેબ હમારામાં તો કાંઇબી નથી. હમે તો "હોર આવરે દીનું," કે શુનાઇ એમ કહીએ; પણ આય તમે લોક તો ધાંગ લઇ બેશોચ કે ધનબઇઝી ઝેવું મીઠું નામ મુકી ધન, ધના, ધપ, ધપાં, ધનુંને ધબી એવાં એવાં ખેનકોટક કરોશ.

**ધનબઇજી**—શું દસતુર ધનબઇજી મીઠું નામ છે કે ? મુવાં હીંદુઓના નાંમ કાંહથી લાયા ? તારે તો અંગ્રેજી નામબી કાંય નથી લેતા ? પણ શું આપરાં અસલી ઇરાણી નામો નથી ? નહીં, બાવાજી તમેજ સાચું બોલો કે આવાંબઇ,

આઇમાય, કુંવરબઇ, ચાંદનબઈ, જાઇજી, શાકરબઇ એવાં એવાં નામો કરતાં ખોરશેદબાનું, તેહમીના, ગુલબાનું, શીરીન, જરબાનું, પીરોજા એવાં એવાં નામો વધારે સારાં ને મીઠાં લાગેચ કે નહી ?

**માકાદારૂ**—અરે બાઇ એબી ખરૂ ; પન એવાં નામોનેબી તમે અધારશો જાતનાં રૂપ આપોશતે ? ને વરી અંગ્રેજી નામબી કાંહ નથી ? હાવરે હાવરે તો જેમી, જેસી, જુબાલીબાઇને રીપનજી એવાં એવાંબી નામ સંભરાયશ ; તેનું હવે શું કરશો ?

**લવજી**—પણ મોબેદ તમેબી એ તકરાર કાંહ લઇ બેઠા ? ચાલોની કંઇ બીજી પાધરી વાત કરીએ.

**માકાદારૂ**—પણ મુરંબી શાહેબ હું ગુલામ બશો શું બોલતો તો ? પણ એતો તમે વાત કાહારી તારે મેંબી મારા વીસારો જણાવ્યા. બીઝું કાંઇ નહી સાહેબ.

(ખરસેદજી આવેછે)

**ખરસેદજી**—સાહેબજી શેઠ—

**લવજી**—અલ્હો આવો દાકતર; મોબેદ તમે તો એવનને પીછાનતા હોશો?

**માકાદારૂ**—હા શાહેબ ; ગામનાં દાકતરને નહી ઓરખીએતો બીઝા કાણુને ઓરખવા જાશું ?

**લવજી**—કેમ દાકતર શાહેબ કંઇ ખેર આફીઅત ?

**ખરસેદજી**—નથીંગ પરતીકયુલર સર.

**લવજી**—ઘેરમાં સઉ કેમ છે ?

**ખરસેદજી**—દુવા કરેચ જી. થેન્કયું.

(શેરીઆર આવેછે)

**શેરીયાર**—જી જમવાના કોરેચ કે ?

**લવજી**—હા.

**શેરીયાર**—વૅારૂજી (જવા માંડેછે)

**લવજી**—પણ સબર ( શેરીઆર ઉભો રેહછે ) દાકતર સાહેબ જમીનેજ જજોની.

**ખરસેદજી**—કંઈ નહીંજી હું જમી આગોચ.

**લવજી**—તારે તો એવનનું ભોંનું ના કાહારતો.

**શેરીયાર**—વૅારૂજી

**લવજી**—પણ મોબેદ તમે તો જમીને જાવો.

**માકાદારૂ**—અરે જમો શાહેબ; ખોદાય ઘણું આપે.

**લવજી**—ચાલ તારે તો હમારાં બેઉજણુનાજ ભોંના કાહાર.

**શેરીયાર**—વોરૂજી (જતો જતો) એટલા જમવાના બચીઆચ.

(જાય છે.)

**લવજી**—કેમ તારે દાકતર સાહેબ, તમારો ધંધો કેમ ચાલેચ ?

**ખરસેદજી**—છે સાહેબ, થીકછે. પણ હવે તમે જાણોચ તો ખરા સાહેબ કે કામપીતીશન કેટલું ? દર વરશે ઉમેરાતા ને ઊમેરાતા; તે પછી બધાનું ગારૂં તે કેમ ગગરે ?

**લવજી**—ઘૅર. યુ. આર. રાઇટ ; પણ હું એમ કેહુંકે કાંય નહી એ લોક કેઠે બાહાર ત્રાઇ કરે. નહી તો કાંય નહી સાથે લાગો કંઇ બીજો ધંધો કરે ?

(દાકતર આંગલીથી મુગા રેહવા ઇશારા કરેછે તેટલામાં)

પણુ મોબેદ એમતો એવન બીચારા મારૂં બધું કામ વકીલને તાંહનું શું કે બીજું કંઇબી હોય, તે બધું એવનજ કરેચ. હું તો કોઇબી ઘણી આબરૂથી પેત ભરે તો તેમાં કંઇ હલકું કે ખોટું સમજતો નથી.

**ખરસેદજી—(બાજુએ) બુઘ્ઘો શુ મોહકાણુ વારેચ ; સત્યાનાસ જાએ એનું તે એ જોકતો જઈ બધે વાત કરશે.**

**શેરીયાર**—(અંદરથી) ઓ બૉઇ, ઓ શીઠ, જમવાના તૈયારછે.

**લવજી**—ચાલ દીકરા ધન, તું જઇ કસતી પાયદીઆબ કર; હું આંઉચ. દસતુર સાહેબ માફ કરજો હં; તમોને ઘણો વખત ખોટી થવું પરીયુંચ.

(ધનબઇજી જાયછે)

**માકાદારૂ**—કંઈ નહીંરે મારા મેહેરબાન; હું હાલ તો રજા લેઊશ. શેઠ, બંદો નમેશ.

(જાયછે)

**લવજી**—હા. આવજો મોબેદ, આવજો; હવે દાકતર શાહેબ મારે તમારી સાથે મારી બેટી વીશે એક ખાનગી વાત કરવીચ તેથી જરાક બેસો તો મેહેરબાંની; હું હમણા જમીને આંઊચ.

**ખરસેદજી**—હા. સાહેબ શુખે પધારો હું હંઇઆંજ છેઊં. (લવજી જાય છે) લવજીભઇ એવનની બેટી વાસ્તે વાત કરવા માંગેચ તે મારી ખાતરી છે કે ખુદ મારે વાશતે તો હોયજ નહીં. કેમજે એવન હવે સેહેજ કરકા બાલુસ થતા જાયચ ને તેથી હું ધારૂંચ કે કોઇ દોહરીયાં વાલો જમઈ સોધી માથેથી આ બલા કાહારવાનાં વીચારમાંછે. તેથી કોઇ એસકી, ફાંકડો, એવણે જોયો હોય તો તેને ગરે એ તોક ઓલવવા મને કેહતા હોશે. મારૂં શું જાયચ ? હું તો એમ કરસ પછી જોઇએ મુરદાં બેહસ્ત જાવો કે દોજખ. હું તો કોઇ બીલ્લું હાથમાં આવશે તો સપરાવી દેવશ, કેમજે તેમાં મારી બે મતલબ શરસે. એકતો એવનની બેતીનું નક્કી કરી આપવાથી હું ઘણો નીમકહલાલ છું એમ એવનની ખાતરી થશે ને તેથી કદાચ મુસારોબી વધારી આપશે. બીજીગમથી કંઇ મોટી રકમ આપે નહી તાંહવેર આપરે કંઇ નક્કી કરવાના નથી. કાંયજે કંઇ પાંચ પૈસા એકઠા થાય તો મારા મનની ઊમેદ બર આવે કની ? અરે ખોદા શું આ જમાનો છે. કેવી મારી ગુલેગુલાબ–મનમોવન–મનહરણ–દીલદારછે ? આજે હું એને પરણી શકું તો કેવો સુખી થાંઊ ? પણ કરૂં શું ? આજ કાલ તો તેના મા બાપને પૈસા જોઇએચ એ એક વાત; ને બીજીગમથી પારશી કુટુંબોના કજીઆ

ને કુથલા બરે તે મારી તરફ વાલાંઓનાં જુલમથી પરણાતું નથી ; (વીચાર કરીને) તેથી તો કદાચ નહીં સાંમેવારાંઓએ પૈસાનું ઓથું ઉભું કીધું હોય ? જો તેઓનો ઉપરવારી થઇ પરણુંચ તો સઘલી સગઇ, મીત્રાચારીને આશરો જતો રેહવાં છતાં મારી ગુલનુ દીલ દુઃખાયચ ને તે એમ કરવા ના પાડેચ. તારે શા કામની એવી જીંદગી ? હા, એક બાગ બગીચો બનાવ્યો હોય ને તેમાં ગુલાબનું ઝાડ નહી હોય તો તે શા ખપનો ? જો એક સ્વાદીષ્ટ ભોજન તૈયાર હોય પણ તેમાં નીમખ રહી ગયું હોય તો તે કંઇબી કામનું છે ? જો દીવશ થયો હોય ને સુર્ય ઉગ્યો નહી હોય, તો તે કેવો ગણાય ? અગર માણસનું ખોખું હોય ને તેમાં જીવ ન હોય તો તેનો શું ઉપયોગ ? અરે. વગર સુકાનનું વાહાણ હોય તો તે કંઇ કામનું છે? નહી– તેમ ઓ વાહાલી ગુલ તુંજ વગર મારી જીંદગી નકામી ને અકારી છે. ઓ પ્યારી ગુલ તું કયારે મલશે ?

(લવજી શેઠ આવે છે)

**લવજી**—કેમ દાકતર સાહેબ કોણુ સાથે ગુફતેગો ચલાવોચ ?

**ખરસેદજી**—(ઘભરઇને) નહી–નહીજી–કોઇ સાથ નહી.

**લવજી**—કંઇ નહી ધભરાવોચ શું કરવા ? મેં સેહેજ સાહાજ સાંભલ્યુંચ. પણ તમે નામમાં કંઇ ભુલ કીધીચ. એવનનું નામ ગુલબઇ નથી. એવનનું નામ તો ધનબઇજી છે, ને તે ઊપરાંત હું તમોને જે ખાનગી વાત કેહવા માંગુચ તેપરથી તમને તરત માલમ પડશે કે તમુને એ વીચાર ફેરવવો પડશે.

**ખરસેદજી**—(બાજુએ) કમબખ્ત શું એમ સમજેચ કે હું એની છોકરીનો વીચાર કરૂંચ ?

**લવજી**—ચાલો તારે દાકતર સાહેબ જરાક આગલ આવો ને મને વચન આપોકે આજની આ ખાનગી વાત તમારેથી બીજે કાને જાય નહી.

**ખરસેદજી**—લવજી શેઠ જેબી કંઇ સારી વાત હોસે તે હું બાખુશીથી ખાનગી રાખસ.

**લવજી**--તારે તો જુવોની ખરશેદજી ભઇ હું ધારૂંચ કે તમારા અભ્યાસ ખાતર તમારા બેહસતી બાવાએ ઉછીના લીધેલા રૂપીઆની વાત તો તમે ભુલી ગીયા નહી હોશો ?

**ખરસેદજી**—નહી જી તે મને બરોબર માલમ ને યાદ છે.

**લવજી**—ને તેથી તમો મારા કરજદાર છેવો તે પણ તમો જાણતા હોશો ?

**ખરસેદજી**—હા સાહેબ.

**લવજી**—તારે હવે પીજન કરવાને બદલે ટુંકમાં હું તમોને એમ કેહવા માંગુચ કે મારી બેટીનો કંઇબી કરી ઉઠાવ કરવા હું તેણીને પુનેથી હંઇ લાવ્યો છું. પણ મારાં કમનસીબે એ દુકતી સોહામણી નથી ને સાથે લાગી સેહેજ બારી તથા ગુંગણી છે.

**ખરસેદજી**—(બાજુએ) તેથીજ બાઇ મુંગાં બેસી રહયાંતાં.

**લવજી**—હવે તમે જાણોચ તો ખરા કે આવા વખતમાં એવી છોકરીનો ઉઠાવ થવો કંઇ સેહલો તો નથી. પણ આવાજ વખતમાં જો પૈસાનું કંઇ જોર હોય તો એવીજ છોકરીનો ઉઠાવ કરવામાં કંઈ જાહજો વીલમ લાગે નહી ; પણ પૈસાની બાબદમાં હું કેવો છું તે તો તમોને રોશન છે અને વલી મારો પોતીકો વીચાર કડાપી બીજું ઘેર કરવાનો થાય તેથી એકદમ દુકતીના નામપર પણ કંઇ ઘણું કરી શકતો નથી તેથી મેં એવો વીચાર કીધોચ કે મારી ધન વીશે ગામમાં ખોટા ગપાતા કાહારવા. મારા નામપર મોટી દોલત બોલાવા છતાં બીજો ગપાતો એવો જોઇએ કે એના નામપર રૂપીઆ બે લાખ તરસ્તમાં મુકેલા છે. પછી તમે જોઇ લેવો કે એ પૈસાના પુજારીઓ કેવા મેંઢાં માફક તોળાંબંધ દોડતા આવશે ને ગપાતો વધારે મકમ કરવા તમારા કોઇ ઓલખીતા સોલીસીતરને તાંહ એક નામતું ત્રસ્તનું રફ દીદબી કરાવો ને તે પણ આજકાલના બે ચાર તચાક જુવાન પારશી કલાર્કો પાશે કોપી કરાવશોકની તો એ ગપાતો પવનપર ઉડતા ગોલા માફક જશે ને તોરપીડોની માફક ધાન વાલી નાખશે.

**ખર્સેદજી**—પણ શાહેબ શું બે લાખ નગદનું ત્રસ્ત કરાવાનું ?

**લવજી**—નહીં રે બવાંનીપેંતના મારા બધા બંગલા તથા રોકડ રૂપયા ૫૦૦૦૦ મલી રૂપીઆ બે લાખ બોલાવો ને કાલ પરમ હું મારા બે ચાર દોસ્તો ને તીપારતીએ બોલાંઊ ત્યારે જાણે એપ્રુવલ વાસ્તે એ ડ્રાફ્ટ વંચાવા લાવવો. હું રોબમાંજ "પ્રાઇવેત કામ પછી" કરી કહુંકે તમારે ઝડપથી મોટેથી બોલી દેવું કે પ્રાઇવેત કંઇ નથી; એ તો ધનબઇજીનાં ત્રસ્તનો ડ્રાફ્ટ છે; તે પરથી આપરે વાત બાહાર પાડશું. કેમ તાલ થીક છે કની ?

**ખરસેદજી**—થીક તો છે પણ—

**લવજી**—પણ શું ! કોઈ આપુને પુછી શકશે ?

**ખરસેદજી**—નહી સાહેબ, પણ—

**લવજી**—પણ-પણ શું ? આપુને ફેરવી તોલતાં આવરતું નથી ? કેહેશું કે છોકરી સાથ અણબનાવ થયાથી ત્રસ્ત રદ કીધુંચ. કોઇ ઈડીઅતને હાથ ધરવા દેવોની પછી એવી એવી વાત થયા કરશે.

**ખરસેદજી**—વારૂં સાહેબ જેવી મરજી; જેવો હોકમ; હું હમણા જાંઊચ ને જેમ બનશે તેમ જડપથી એ વાતની તજવીજ કરી તમોને લખી જણાવશ.

**લવજી**—હા પણ ભુલતાનાં હો. ઘણો વખત નહી જાય. કાંયકે નાહેક-નો મુંબઇમાં મને ખાનાપીના આપવામાં ઘણો ખરચ નહી થાય.

**ખરસેદજી**—વારૂં સાહેબ. હાલ તો હું રજા લેઉચ. સાહેબજી.

(જાયછે.)

## દેખાવ બીજો.

### રસ્તો.

(ખરશેદજી આવેછે.)

**ખરસેદજી**—કરૂં કે નહી કરૂં. કામ છે તો સેહેલું પણ પરીણામ છે માઠું. કોઈ બીચારો નાહેકનો ફસી સદાનો મને સ્રાપ દે તે મને પસંદ નથી.

પણ બીજા હાથપર વીચાર કરતાં મને લાગેચ કે એમ કરવાથી હું ગુનેહગાર થવશ નહીં; કાંય જે પરણનાર ધણી શું કરવા એવો આંધલો હોય કે કાંઈ પણ પુછપરછ કર્યા વગર તે એકદમ એમ ખારામાં પડે? જો પૈસાછે તેથી પુછપરછ નહી કરવી એમ તે માનતો હોય તો તેને ઠોકરાવાજ દેવો જોઇએ. હેફ પરજો એવા ઉપર. સું મને બીજો ફાયદો નહી થાય? આજ તનતન વરસ થયાં મારી પ્રેકતીસમાં અને લવજી શેઠનાં કામ માટે જે કંઇ મને મલેચ તેમાં થી હજુર હું મારૂં કરજ ફીતારી શકયો નથી ૫૦૦૦ માંથી ફકટ ૩૦૦૦ ભરીયા ને જયારે એ પુરૂં થશે તારે ગુલ વાસ્તે કંઇ એકઠું થશે. હા. પણ એક બીજી તાલ ઠીક યાદ આવીચ. જો કોઇ એવો સદ્ધર બીલ્લુ હાથમાં આવે તો લવજી શેઠને કહું કે મારૂં કરજ માફ કરો તો તમારાં ધનબઇજીનું નક્કી કરી આપું. એથી બેવડો ફાયદો થશે. એક તો કરજમાંથી મોકલા થશું ને બીજું તો ગુલ માટે જલદી એકઠું થશે. હા. એ ઠીકજ છે, હું એમ જ કરશ. પણ ચાલની હમણાં તો સોલીસીતરને તાંહનું કામ પુરૂં કરીએ.

(જાયછે.)

## દેખાવ ત્રીજો.

એદલજી એન્ડ દાદી સોલીસીતરસોની હાફીસ.

ત્રણ ચાર કર્લાકો બેઠા બેઠા લખેછે.

(ખરશેદજી આવેછે.)

**બમનજી**—કેમ દાકતર સાહેબ કંઇ આજે હંઇ પધારવું પરયું?

**ખરસેદજી**—કેમ તમારા શેઠજી નથી આયા કે? આય બધો ઘોધાત શાનો મચાવી રહયાચ?

**પેસતનજી**—હમારા લોર્ડ સાહેબ તો બાર સાહરા બાર વાગે હાફીસમાં આવેચ.

**ખરસેદજી**—ને તમારા હેદ કર્લાક કાંહ ગીયાચ?

**જાંહગીર**—તેવનતો આજે પોલીસ કોર્ટમાં એક કેસ છે તેની તેયારી કરવા ગીયાચ.

**ખરસેદજી**—(બાજુએ) આએ લાગ ઠીકછે. નથી શેઠ કે નથી કારભારી. કંઈ ત્રસ્ટની વાત છેરીએ એટલે ગપાતોબી શરૂ થાય ને કદાચ કોઇ મઉલા પીરબી હાથમાં આવે. પેલો પેશી છે તે સારા ખાનદાનનો છે ને પૈસાનો લોભી છે. એ તો કેહેચ કે છોકરીઓની પસંદગીમાં જો પૈસા હોયતો બીજી કંઇબી ચીજની દરકાર કરવી નહી જોઇએ. (મોટેથી) ચાલો જોઊં તારે છોકરાઓ તમારામાં સઉથી પેહલું કોણને પણવા ગમેચ ?

**બમનજી**—એ દાકતર શાહેબ એ શું ધીંગ માંડીયાચ ? "બોલ કોણ બોલ" કરી બચ્ચાં રમે તેમ હાફીસમાં તમે શું ચેરાં કાહારોચ ? પેલા કોઇ આવી લાગશે તો હમારી જાહતકની નીકલી જશે.

**ખરસેદજી**—બમનજી શેઠ હું કંઈ તમુને બચ્ચાંની માફ્ક આલું કે પેપરમીંત આપવા "કોણ બોલ" નથી પુછતો; પણ હું તો એક દોહરીયાંવાલી બૈરી લાયોચ તેથી પુછુંચ કે તમારા સાહેબોમાં કોઇનો વીચાર છે ? ને તમારા શેઠ એદલજી આગલ હમણા જે કામે આયોચ તે કામબી તે છોકરીનું ત્રસ્ત "કમપ્લીત" કરવા આયોચ.

**પેસતનજી**—શું દાકતર તેણીનો બાપ કંઇ ત્રસ્ત કરી જાયચ ?

**ખરસેદજી**—હા. બચ્ચાજી ૫૦૦૦૦ રોકરા ને બંગલાઓ તો જુદા.

**પેસતનજી**—(બાજુએ) ઓ ખુદા મને એ બૈરી મલે તો કેવું સારૂં ?

**ખરસેદજી**—કેમ તારો વીચાર છે પેસી ?

**પેસતનજી**—(આગલ જઇને) નહીં, તોબી દાકતર ખરૂ શુંછે કેહવોની.

**ખરસેદજી**—બા ખરી વાત એ છે કે પુનેથી લવજી શેઠ-કરીને એક પારસી શેઠીઆ આયાચ તેવનની એક પુરી ધનબઇજી કરીને છોકરી છે તેનું રૂપીયા બે લાખનું ત્રસ્ત છે ને તે લોકો કંઇ સારૂં ખાનદાન સોધેચ. પણ તમારા શેઠ ક્યારે આવશે ?

**પેસતનજી**—તે તો કોણ જાણે. પણ એવું હોયતો મારૂંજ કરોની.

**ખરસેદજી**—તે કંઇ મારા હાથમાં છે! તું છોકરી જો ને ત્રાઇ કર: બસ પૈસા છે એટલે તૈયાર થયો કે? ને પૈસાબી છે કે નહી તેની કંઈ ખબર કાહારશે?

**પેસતનજી**—એમાં ખબર શાંની કાહારે વારૂં? વરી પૈસા હોય નહીં તો કંઈ ત્રસ્ત કરાવા તમે અમડા આયાચ?

**ખરસેદજી**—પણ છોકરીની કંઇ ચાલચલણ કે ચેહેરો મેહરો જોવોચ કે નહી?

**પેસતનજી**—હા. હવે ચાલચલણતો થીક હોશે. પણ વરી કદાચ ચેહેરો જોવો જોઇએ. પણ તમે તો ચેહેરો જોયોચકની?

**ખરસેદજી**—હા ભઇ; મેં તો મુંગી મંતર એને બેહેલી જોઇચ. પણ હું કંઇ નથી પણવાનોની કે મારાં જોયલાંપરજ હું ધરાંઉ. તુંને પનવુંચ તે તું જો; તું બોલ કાહાર; તું ખબર મેલવ.

**પેસતનજી**—વારૂં તમે તારે મને દેખારશો? જોઢબી કાંહ? મોહકાન તેજ છેની?

**ખરસેદજી**—જોવાની વાત સઉ પરતી મુક ને મને સીરીઅસલી કેહ કે ખરેખર તારો પરણવાનો વીચાર છે?

**પેસતનજી**—હા ખરશેદજી હું અતીઆરથીજ મારી ધનબઇજીની ખુબશુરતી જોઈ શકુંચ. જો બને તો મારૂં નક્કી કરી આપો.

**ખરસેદજી**—ઓ. યુ. યંગ. રાસકલ. તું ધનબઇજીની તો નહી પણ તેણીના ધનની ખુબશુરતી જોઇ શકયોચ ખરો (પેસી મુછમાં હશે છે) વારૂં જો તારે હું તુંને આય એક ચીઠી લખી આપી જાઊંચ તે તારા એદલજી શેઠને આપજે ને તેવન જે દાહ્ડ઼ આપે તે લઈ તું પોતે એવનને બંગલે આવજે એટલે તુંને છોકરી જોવાનો આન્સબી મજેહનો મલશે.

**પેસતનજી**--(ચીઠી લખવા કાગળ આપીને) હા. એ વાત ખરી ; પણ શેઠ કદાચ હેદ કલીકને મોકલે તો ?

**ખરસેદજી**—તો તું કેહેજે કે દાકતર મને કહી ગીયાચ કે એ કામ જોખમનું હોવાથી મારા શીવાય કોઇ બીજાપર એવનને વીશવાસ નથી.

**પેસતનજી**—વારૂં પણ એમ મારૂં જોવામાં શું વલ્યું ! કંઇ નક્કી કરાવી આપોની.

**ખરસેદજી**—પણ તેબી કંઇ મારા હાથમાં છે ? તું જો તો ખરો; જરાક છોકરી પર પ્યાર કર. ને છોકરીને તું પસંદ પરશે તો આપો આપ બધું નક્કી થશે.

**પેસતનજી**—પણ તમે કંઇ ભલામણ કરો, છોકરી આગલ બે બોલ બોલો; મારી હુશીયારીની તારીફ કરો તો તેનું મન પીગલેકણી.

**ખરસેદજી**—બાવા આજે તારીફનું કંઇ કામ નથી. આજે તો આય જરાક સંફેદ ચામરી જોઇ, એસકી મેસકી કરયા—સેહેજ સાહાજ ધપચપ કીધી, ગાયું, વજારયું કે તમારો ચેહરો પારજછે. પણ પેસુ તું શું કંઇ મને કારજ કરનાર સમજેચ કે તારી ભલામણ કરવા કેહેચ ?

**પેસતનજી**—નહીં, પણ ભલા આજમી તમે કંઇ જરાક કેહેવો તો મારૂં વલે કની ; ને ખરસેદજી શેઠ યાદ રાખજો કે હુંબી તમારો ઉપકાર ભુલસ નહી હ.

**ખરસેદજી**—એટલે શું કંઇ પેલા જોકતાઓ સો, બસો લેચ તેમ હું કંઇ કરસ એમ તું ધારેચ કે ?

**પેસતનજી**—અરે ભઇ જોઇએ તો તમેબી લેજોની. જયારે મને બે લાખ મલશે તારે એક ૩–૪૦૦૦ આપતાં મને શું ધાર જવાની છે ?

**ખરસેદજી**—(મસકેરીમાં) હં એમ છે ? ઠીક તારે તું કબુલ થાયચની ?

**પેસતનજી—આઇ. ઑલ. મીન્સ. એઆઇ; કાંય નહી ?**

**ખરસેદજી**—લે ત્યારે આ ચીઠી ; હું જાંઉચ. તું જલદીથી ખરડો લઇ આવજે. હું તારે વાસ્તે વાતબી કરી રાખશ. કુવેલ, સાહેબજી, શેઠીઆઓ.

**ખમનજી**—પણ ખરશેદજી શેઠ કંઇ કામ હોયતો કહી જાવોની.

**ખરશેદજી**—નહીં. થેન્ક યુ. મેં પેશીને બધું કહેલું છે ને એદલજી શેઠનો જવાબ એ મને કહી જશે. સાહેબ મેહરબાન બઇ.

(જાયછે.)

## દેખાવ ચોથો.

ખરશેદજીના ઘરનો દેખાવ.

(ખરશેદજી આવેછે.)

**ખરસેદજી**—અરે ખોદાય. આ પેશી કેવો સુરંબો છે. એ કેવાં સારાં ખાનદાનનો નબીરો થાય. કેવો શીખેલો ભણેલો છે. એનું માઇન્ડ શું છે ! પણ ઘણો ઇઝી ગોઇંગ છે. આય હંઇ રૂ ૪૦ એકમાં પરી રહયોચ ને કેહેચ કે વરી ઘેરમાં બી કંઇ પંચાત થઇચ તે જુદો રેહવા માંગેચ. તેથી એ તો બા આઇતા દલ્લાની વાત જોતો બેઠોચ. બસ બે લાખનું ત્રસ્ત સાંભરીયું કે એ ધનબઇની ખુબસુરતી તેના ગુણો બધું જોઇ રહયો. શું સ્તુપીડ છે કે કંઇ ખોલ કરવી, કંઇ પુછપરછ, કે કે ઇનિકવાયરી, કંઇ મલે નહી ને લાગલો મનેબી બે તન હજાર તોલવા તૈયાર થયોચ. શું કરૂં. પૈસા કેટલાકોને અજબ વાહાલા છે ને પ્યાર કેટલાકો ને અજબ વાહાલો છે. પણ ૧૦૦ માં ૯૯ જણુને પૈસો વધારે પ્યારો ખરો. જો હું ગુલના એવા પાકીજે સુરત પ્યારમાં હોતે નહીં તો પેહેલે લવજી શેઠની ને પછી આય ઇડીયત પેશુની ઑફર ધીક્કાર સાથ નાપાડતે. કડાપી એવન મને કામ આપવાનું બંધ કરતે તો હું શું પરવાર કરવાનો હતો ? હા. લગણ જેવાં પવીત્ર કામનો પાયો હમેશ તેના સુખને દુ:ખમાં ભાગ લેનારાંઓથીજ નખાવો જોઇએ અને નહીં કે બીજા અલફાટુઓ પોતાના લાભ માતે નાહેકના કોઇને ખાડામાં ઊતારે તેવાઓથી નખાવો

જોઇએ. પણ કરૂં શું ? ઓ ગુલ તુંને મેલવવાની ઉમેદે જે પંથને હું આટલો ધીક્કારૂંચ તેજ પંથમાં હાલ મને શરમ ભરેલી રીતે દાખલ કરયોછે. લવજી શેટ કરજ માફ કરશે ને કડાચ જો પેશી ૩–૪૦૦૦ આપશે તો મોટો ફાયડો એ થશે કે જાણે એટલા બચાવતાં ૫–૧૦ વરસ લાગતે તેટલાં ઓછાં થયાં. એ શું કંઇ આ દુ:ખી દીલને ઓછો સંપ્યારોછે? હા એજ ઉમેદ આ ધ્રુજતાં દીલને હજી એવું પગલું ભરવા ઉલટમંદ કરેચ. ઓ પ્યાર તું ખરેખર આંધલો છે. તારે ખાતર કંઇબી કરવા હું પછાત પડશ નહી. ખુદા મને માફ કરે. હા. આજે તો લવજી શેઠને તાંહ તીપારતી છે; ચાલો હવે તો જઇને તેવનને મલું.

(જાયછે)

## દેખાવ પાંચમો.

### લવજી શેઠનાં બંગલાતું દીવાનખાનું.

(લવજી શેઠ બેઠા બેઠા ન્યુસપેપર વાંચે છે)

**લવજી**—શું થયું હજુર મારી મેહરાંનું કંઇબી કાગલ નહી આયું ? હા. જયારથી એ પીટઝરલ્ડના ફરામજીની છોકરી મેં જોઇચ ત્યારથીજ આ બલા માથેથી કાહારવાને હું એટલો આતુર છેઉ; કેમકે નહીં તો એક પરી ૧૯–૨૦ વરસની ને બીજી છે ૧૮ ની; તેથી નાહેકના સાવકી માય ને દીકરી વચ્ચે કજીઆ થાય તે મને પસંડ નથી; ને હવે (૫૦) વરસની મોટી ઊમરે હું કાંહ એવા ઘરના કુટલામાં પરૂં ? પણ જેમ જેમ વખત જાયચ તેમ તેમ બીજી ગમથી બીહીક લાગેચ કે રખે ફરામજી ફરી જાય ? એને બી રૂ. ૧૦૦૦૦ જોસીઆ ને રૂપીયા પેહરીને બીજેજ દાહારે બધું એની છોકરી ના નામપર કરવા કહયું તારે એબી કબુલ થઈ મુવો. પણ મેહરાં તે શું છોકરી છે? પરીબી હઠી ગઈ જો. અરે હા ખરી વાત આજે તો આપરે તાંહ તીપારતી છે ને વરી ખરસેદજી પેલો ડ્રાફ્ટ લઇ આવશે તેથી જરાક ધનબઇજી ને કેહવરાવીએની કે રોમમાંજ તૈયાર થઈ રેહ કે રાન કંઈ ઊંચકઈ જાય તો મારો છેરો આવે (હાંક મારે છે) શેરીયાર.

**શોરીયાર**—(અંદરથી) ઓવીજી.

(આવે છે.)

**લવજી**—જા બાઇને કેહ કે આપરે તાંહ આજે બાહારના લોક ચાય પીવા આવવાના છે. આજે તીપારતી છે તેથી ધન્ણા, નવાં કપરાં સઉ પેહરી તૈયાર થાવો.

**શોરીયાર**—ચેહની પાતી છે? તીપાતી શું? ને બૉઇ ઘણાં કપરાં કાંય પેહેરેચ? દબરા દાસેચ?

**લવજી**—જા કેહ જઇને. સત્યાનાસ જાય પોતે ઘી પીને પીપ જેવો દબરો થાયચ તે જોવા આયોચ.

**શોરીયાર**—વૉરૂંજી. હું જાયચ ને કેહેચ.

(જાય છે.)

**લવજી**—હવે એના લગન જો હંઇ પુરાં થાયની તો બીજેજ દાહારે આપરાંબી પુનામાં તૈયારજ છે. પણ કોઇ દોહરીયાંવાલો જમઇ મલે તો ઠીક કે આપુને ઘણું આપવું નહી પરે (ઘડીઆલમાં ચાર વાગે છે) અલો ચાર વાગા ને કોઇ સાહેબો મલે નહી. (બરજોરજી, અરદેસર ને ધનજીભાઇ આવેછે) ઓહો, આવો શેઠીઆઓ તમારા આઇસ ઘણા લામ્બા છે. હમણાજ તમારો વીચાર કરતોતો.

**બરજોરજી**—પણ સાહેબ એ આઇસ લાંબુ રેહતું નથીની. જલદીથી પીગલી જાયચ. કેમ તમારા દાકતર સાહેબ નહી આયા કે?

**લવજી**—આવતા હોશે—લેવો દાકતરજ આયા.

(ખરસેદજી આવે છે.)

દાકતર તમારાબી આવરદા ઘણા લાંબા છે. (આસ્તેથી) પેલો દાક્તર લાયાચ કે!

**ખરસેદજી**—(આસ્તેથી) બધું નક્કી છે; છોકરોજ લઇને આવશે.

**લવજી**—શુક્ર તે બરહકતાલાનાં. (મોટેથી) શેરીયાર ધનબાઇજીને મોકલ. સાહેબો તમે જાણીને ખુશી થશો કે મારૂં કોઇ શગું જરાક વખારે બીમાર હતું તે હાલ બેતર થતું જાયચ તેથી તે સાહેબનાં હું શુકર ગુજારૂંચ.

(ધનબાઇ આવે છે.)

આવ દીકરી ધનબાઇ મારી પાસે બેસ. (ધનબાઇ બાપ પાસે એક ખુરશી લઇ બેસે છે) કેમ બરજોરજી શેઠ કંઇ ખબર અંતર ?

**બરજોરજી**—કંઈ નહી સાહેબ સઉ સુસ્ત અને દલ.

**લવજી**—તારે કંઇ ગાનું બાનું ચલાવશો ?

**બરજોરજી**—શેઠ ગાનું બાનુંનું કામ છે. એ આપરૂં કામ નથી. પણ તમારાં ધનબાઇજીચ કંઇ ગાઇ જાણતાં હોશેની ?

**લવજી**—હાજી ; દીકરા ધનબાઇ એક ગીત ગાવોની.

**ધનબાઇ**—વારૂંજી.

(ગાય છે).

રે જુવો વખત શો આયો છે—રાહ.
રે જુવો વખત સો આવ્યો છે–સઉ પૈસાને પુંજે યાર
પૈસાસર નહીં કરતા વીચાર–રૂડો કે બદ લગાર.

કોરસ.

પૈસા છે, પૈસા છે, તે પર સૌનો પ્યાર,
પૈસો આપે જાહોજલાલી–પૈસોજ કરેચ ખુવાર.
ના રાખતાં કંઇ પૈસાપર લોભ–કરે છે તે બહુ દગા,
કરાવશે કજીઓ કંકાસ હોએ–બાપ, પુત્ર, ભાઇ, સગા.
પૈસાની લાલચ બહુ માઠી છે, કરે છે આદમીને હેરાન,
પૈસાના નીચ લોભોથી, ખોવાયા છે હજારો જાન.

કોરસ.

પૈસા છે, પૈસા છે, તેપર છે સઉનો પ્યાર.
પૈસો આપે જાહોજલાલી, પૈસોજ કરે ખુવાર.

**ખરજોરજી**—ઉવેલ ડન મેડમ; એ જી કોણનું ગીત છે?

**ધનબઈ**—એ જી "પૈસાને પરણેલી પુતલી" નામના નાટકમાંનું છે.

**ખરસેદજી**—વરી એ કીયો નાટક?

**ધનબઈ**—જી મેં કંઇ નાટક જોયો નથી—એની ચોપરી વેચાતી લઇ વાંચીચ. કીંમત તો ફકત છ આના છે પણ બાવાજી એમાં હસવાનું ઘણું છે.

(પેસી ઝડપમાં આવેછે.)

**પેસતનજી**—(અરદેસરને પુછે છે) લવજી શેઠ સાહેબનું નામકે?

**લવજી**—કેમ ભઇ કોણ છે? કોણને પુછોચ?

**ખરસેદજી**—અલો પેસતનજી એ શું લાયો?

**પેસતનજી**—સાહેબ પેલાં ત્રસ્તનો દાફ્ત છે.

**ખરસેદજી**—લવજી શેઠ પેલાં ત્રસ્તનો દાફ્ત છે.

**લવજી**—અરે ભઇ એવું પ્રાઇવેત કામ કંઇ હમણા હોય? કાલે કરશું.

**ખરસેદજી**—અરે પણ સાહેબ વરી એ કામ પ્રાઇવેત શાનું? તમારાં બેતીનું ત્રસ્ત કીધું એમાં વરી છુપું શું રાખવાનું? (પેશતનજીને) ભઇ પેશી હંધ બેસ.

**લવજી**—પણ ભઇ મારી છોકરીના ત્રસ્તને લગતી વાત તે શું ખાનગી નહી?

**ખરસેદજી**—પણ સાહેબ એમાં ખાનગી છે શું? તમે બે લાખનું ત્રસ્ત કીધુંચ તે તો સઉ કોઇ જાણેચ. ફકત હવે તો એ દાફ્ત તમારી સહી વાસ્તે મોકલ્યો હોશે.

**પેસતનજી—નહીંજી એ તો ૨૬ છે.**

**ખરસેદજી**—એરે બેતીબાપ મુંગો બેસની, રફ્ને ફેર; જેબી હોય તે પણ તેબી કંઇ પ્રાઇવેત ગણાયને તેબી આવા ગુડ ફ્રેન્ડસો આગલ?

**પેસતનજી**—(બાજુએ) સત્યાનાસ જાય બધું ઉધારૂં પારી દેચ; રખે કોઇ બીજો એના હાથની માંગણી કરે.

**ખરસેદજી**—કેમ શેઠ તારે આય હમણા વાંચીને સહી કરસોની?

**લવજી**—ભઇ જોઉં મને આપ પછી એની વાત (વાંચે છે.)

**પેસતનજી**—(બાજુએ) છોકરી દેખાયચ તો સારી પણ એ લીલો ચસમો કાંય પેહરતી હોશે?

**લવજીભઈ**—લેવો ખરશેદજી હાલ તરત ઊંચ્ચુંજ કરો.

**પેસતનજી**—વારૂં દાકતર સાહેબ, કેટલીક ઇંગલીશ લેડીસો ગ્રીન સ્પેક-તેકલ્સ-આય લીલા ચસમાં પેહેરેચ તેનું શું કારણ?

**ખરસેદજી**—ભલા આજમી એને ગોગલ્સ કેહે; ગ્રીન સ્પેકતેકલ્સ શું? ને તેબી કની આંખને થંડક આપવા પેહેરેચ. કેટલાકો એમ સમજેચ કે આંખની ડીફ્ફીકટ ધાંકવા; પણ તેમ નથી હોતું હું; વારૂં પેશી તુંને કંઇ ગીત ગાતાં આવરતું હોશેની?

**બરજોરજી**—વરી એને પુછોચ સાનું? એને તો "બકાવલી," "હમાન" "ફે અલીબાબા" બધા આખા ચાવી નાખ્યાચ. ચાલ, પેસી તારે એક સારો જેવો લલ કાહાર.

**ખરસેદજી**—પણ બરજોરજી શેઠ તમે કાંહથી એને ઓરખો?

**બરજોરજી**—સાહેબ હમે તો માસી માસીના થઇએ. કેમ પેસી ચલાવની મુંગો શું બેઠો?

**લવજી**—હા ભાઈ પેસતનજી કંઇ આવરતું હોય તો બેલાશક ગાવો.

**પેસતનજી**—વારૂંજી જેવી મુરંબીની મરજી.

(ગાય છે.)

રાજપુત આવે રશીયા તે હારી—રાહ.

સાંભલ વાત તું હવે શીરીન પ્યારી,
અરે જો કેવી હાલત થઇ છે નહારી—સાંભલ.
જ્યારથી જોયો છે મેં તારો ખુશ ચેહરો,
ત્યારથી થયો છું હું, અધ દીવાનો,
કેમ કરી ભુલું આ શુરત તારી—સાંભલ.
પરીરૂં તારૂં છે, આય સુભ દીદાર
ખુબસુરતીમાં, પ્રકાશે તારો આકાર.
એ વના છે આ જીંદગી તો અકારી—સાંભલ.

**ખરસેદજી**—શીઆબાશ પેશી. શીઆબાસ.

**ધનબાઈ**—(બાજુએ) હા. આ કેવો મજેહનો છોકરો છે. કેવું મજેહનું ગાયચ; સાભાતો કેવો છે?

**લવજી**—કેમ ખરશેદજી તમે પોતે એકકુ લેશો હવે?

**બરજોરજી**—હા. હા. દાકતર સાહેબ. ચલાવો. ચલાવો.

**ખરસેદજી**—વારૂં શાહેબ. જેવો ભઇઓનો વીચાર.

(ગાય છે)

મુગ દીલમતરો.—રાહ.

સંધાં ફુલ તો છે આ બાગમાં, કાંહ ગયો મારો ગુલાબ?
ગુલવના બાગ નહી, ગુલાબ વના બગીચો કેવો!
મોધરાં, બીગોનીયાં, ચંબેલી તો—હલકાં ફુલ જાણો—સંધાં.
ઊગ તું એ ગુલ હવે, છું હું તારો સદાનો માલી,
તુંને ઉગારી, તુંને ઊછેરી, કરૂં સંધી સુરતો કાલી—સંધાં.
સુરજ વન દીન નહી, નીમક વના ભોજણુ કેવું?
ગુલ વન બાગ નહી, ગુલવન છે અકારૂં—સંધાં.

ગુલાબ તો છે સરવેને, ખરેખર મધુરી શરાબ,
ગુલાબ વના બગીચાનું, તો થાએ ખાનું ખરાબ— સંધા.

**લવજી**—ફર્સ્ટ કલાસ ઇનદીદ; કેમ બરજોરજી શેઠ કંઈ તમે લેશો?

**બરજોરજી**—આપુને સાહેબ આવરતું નથી નહી તો કે—

**લવજી**—ચાલો તારે રેહવા દેવો. દીકરા ધન તું એક બીજું ગા.

**શેરીયાર**—(અંદરથી) જી ચાય તૈયાર છે.

**લવજી**—ચાલોની તારે તો સાહેબ. જરાક પેહેલે તી. બી. લઇએ

(સંધા જાયછે. પેસતનજી ને ધનબાઇજી બેસી રેહછે)

**પેસતનજી**—(આગલ આવી) જી તમારૂં નામ ધનબાઇજીની?

**ધનબાઇ**—હાજી. ને તમારૂં નામ પેસતનજી કે? તમે કાંહ ચાકરી છેવો?

**પેસતનજી**—હું જી મેશર્સ એદલજી એન્ડ દાદી સોલીશીતરસને તાંહ છેઉ. (ધનબાઇ નીચું જોયછે) કેમ જી સરમાવોચ કાંય?

**ધનબાઈ**—નહીં જી, નહી; તમે તાંહ શું ચાકરીએ છેવો?

**પેસતનજી**—જી હું તમારા પગની પુનઇથી રૂ ૧૫૦ કમાઉંચ. આરતીકલ કર્લાક છેઉ ને ખોદા કરશે તો આજકાલ સોલીશીતર થવશ.

(શેરીયાર આવેછે).

**શેરીયાર**—અરે બાઇ બાઇ ચાલની. બધા તારે વાસ્તે ખુટી થાએચ.

**ધનબાઈ**—શેરીયાર તું જા; હું આંઉચ. વારૂં પેસતનજી તમારી ફૅમીલી કાંહ છે?

**પેસતનજી**—નહીંજી. હું તો કુમારો છઉ ને મારા બાવા સાથે રેહુંચને—

**લવજી**—(અંદરથી) અરે ધનબાઇજી, ઓ ધનબાઇજી.

**ધનબાઇ**—જી આવી; જી આંઉચ. પેશતનજી હાલ તો હું જાંઉચ પણ—

**પેસતનજી**—પણ ધનબાઈજી જો તમારી મરજી હોય તો—

(ધનબઈ જાયછે)

બાઈજી જતાં રહયાં; પણ કંઇ એવનની ખાટી મીઠી મરજી હોય એમ લાગેચ; બાઈજી પસંદ તો પરેચ; પણ કેઠાં ગુંગણાં દેખું; ને આંખેબી રખે આંધરાં કે બારાં હોય? પણ બેલાખ રૂપીઆબી છે ની? તે મોટી વાત છે; ગુંગણાં તો ગુગણાં; સઉ ચાલશે. આપરેબી જરાક મશકેરીમાં ગુંગણે અવાજેજ જવાબ આપશું. (ધનબઇજીની નકલ કરી) "કેમ મારા પેશી કેમ છે"? "છેઉં દીકરાં સારીં કાણીં"; એમ બોલશું. હવે એ બેલાખ મલે તો શેવકનો રોબ જોઈજ લેજો. મારતરેહ બબે ઘોરાની ગારી, મલબાર હીલપર બંગલો, અવાર નવાર તીપારતી કે ઇવનીંગ પારતી ને ધુમને ધામ તો છેજ. પેલા બમનજી ને જાંહગીરતો જોયાચ કરશે કે સત્યાનાસ જાય એનું તે હંઇ ધકેલા ખાતોતો ને શું નસીબ ફર્યું? એ બા બધી તકદીરની તાશીર કની?

(સંધાઓ તીપારતીથી આવેછે)

**ખરસેદજી**—કેમ પેશી તું હજુર હંઈ બેશી રહયોચ કે?

**પેસતનજી**—તે જી તમે કંઈ ડાક્ટરનો જવાબ આપોતો જાંઉકની?

**લવજી**—જા ભઇ કેહ કે હમે કાલે વાંચીને મોકલશું.

**ખરસેદજી**—ને ભઇ પુછનો બી આવજે કે બેલાખનું ત્રસ્ત છે તે કેટલો સ્તેમ્પ થસે?

**પેસતનજી**—તારે સાહેબ હું કાલે કયારે આંઉ?

**લવજી**—નહીં ભઈ હું દાકતર પાસેજ મોકલસ.

**બરજોરજી**—પણ સાહેબ હમેબી હવે બધા રજાજ લઇએચની. તમે તમારૂં કામ નક્કી કરોરે.

**લવજી**—કંઇ નહીં રે સાહેબ એક દાહાડો ત્રસ્ત મોડું કે વેહેલું થયું. તમે કાંય એટલા જલદી સીધારોચ? હા. પણ ખરી વાત; ખરશેદજી આપુ ને તો કાલે મીતીંગમાં જવાનું છે ની?

**બરજોરજી**—અરે પણ શેઠજી હમુને જવાજ દેવો ને સાહેબનું કામ-બી આજેજ પુરૂં કરો. ખોદા રાખે આજે બુધવારછે. બુધે કામ થાય શુધ.

**લવજી**—તારે તો સાહેબજી શેઠીઆઓ. માફ કરજો હું બહુ. પણ કરીએબી શું ? એક તો મુંબઇમાં રેહવું થોડો વખત ને કામ ઘણું. બહુ પેસતનજી તું બી હવે જા.

**પેસતનજી**—વારૂં શેઠ, શાહેબજી. ખરશેદજી શેઠ, સાહેબજી.

(સંધાઓ જાયછે).

**લવજી**—બહુ ખરશેદજી આમ છોકરો જે દાફ્ટ લાયો તેને વાસ્તે તમે કેહતાતા કે ?

**ખરસેદજી**—હા. સાહેબ કેમ ? એ જી એક શારાં ખાનદાનનો નબી રોછે પણ કમનશીબે હાળ એનાં માબાપની નાણા સબંધી હાલત બતંગ છે. એ મારા મીત્ર એદલજી શોલીશીતરની ફ્રેમમાં રૂ ૪૦ એકના પગારે ચાકરી એ છે. છોકરો છે તો સારો પણ—

**લવજી**—પણ શું આય ભપકો સપકોજ કરી જાણેચ તેજ કે ? જોકે મારી બધી મરજી ધનને જલદીથી પરણાવાની છે તોબી મારૂં હૈડું અંદરથી આ દુકતા માટે રાજી નથી. કેમ જે એ દેખઇતોજ એક હલકો કાંકડોછે. એનામાં રીતભાત હોય એમ તો દીસતુંજ નથી. જારે એ ગાનોતો તારે એના ચેનચાલા એક હલકા નાટકી જેવા હતા. અને જ્યારે અમથો બેસતો તારે તો નબોદગીઓ મારી દીકરી શીવાય બીજે કેરેગમબી પોતીકી નજર રાખતો તો નહી. તે છતાં એનો રોબજ જુવોની. પેલા મુસલલાંઓના છોકરાઓ માફક છ છ ઇંચના તો લાંબા બાલ રાખેચ ને બાયલો તો બૈરાંઓની માફક વચમાંથી સેંતો પારેચ. ખાતું ખરાબ થાય એનું તે નામની એક તશુની તો તોપી પેહેરી મરેચ ને અકરાતને વાસ્તે શુનેરી તો ચસમો ઘાલીઓચ. શું આવી જુવાન વયમાં એની આંખે દેખાતું બી નહી હોશે ?

એનાં પેટંત લેધરના બુટના સકાર બરેરે ? બધી એરીનો ધ્રસઇ ગઇચ; ને ફ્રેંચ કત બનલાવા જતાં જોરાની ચાંસ માફક પાનલુનો અણી કાહારી એ-કોચ. દાકતર તમેબી શું જમઇ સોધી લાયા ?

**બરસેદજી**—સાહેબ મેં કંઇ તમોને એને તમારી બેતી આપવા કહ-યું નથી, કે ભલામણબી કીધી નથી. તમારી પુરતી મરજી હોય તો વીચાર કરજો. હું તો હાલ રજા લેઉચ ને કાલ પરમ ફેરો મારી જવસ.

(જવા માંડેછે).

**લવજી**—સાહેબ મેહેરબાન ; દાકતર સાહેબ આવજો. કંઇ ગુસ્સો ના કરતા હં ને જરાક લુકઆઉટ પરજ રેહજો ભઇ.

(જાયછે).

**બરસેદજી**—વારૂ સાહેબ, સાહેબજી.

(જાયછે).

(ધનબઇ ગાતી ગાતી આવેછે).

લુસીનીલ—અંગ્રેજી રાહ.

સબર, સબર, સબર, જીગર તું સબર કર,<br>
કાંએ નાહેક ઉતાવલમાં પડેચ સરાસર.<br>
હવે તો મુજના પ્યારની, શું રોકું હું લગામ ?<br>
જોઇએ પેસી કરે સુખી–કે કરે ગુલામ—સબર.<br>
ધપ ધપ થાએ, ધડક, ધડક, આ જીગર,<br>
ધું ધું કરતું ફરે મન–ઓ પેસી તુંજ વગર—સબર.<br>
ગીયો ગીયો હંઇથી, ઓ પાર થયો તું જાન,<br>
આવ આવ જલ્દી પાછો–કરના તું હેરાન—સબર.

(લવજીભઇ આવેછે)

**લવજી**—કેમ દીકરી આજે કંઇ ખુબ ખુશાલીમાં છે કે એખલી એખલી ગીત ગાયચ ?

**ધનબાઈ**—નહીં બાવાજી એક નવું ગીત શીખી તે ગાતીતી. પણ બાવાજી, આય છોકરો મારૂં ત્રસ્ત લાગો તે કેવો છે? એ કોણનો છોકરો થાય?

**લવજી**—કાંય વારૂં એ પુછવાનું શું કારણ?

**ધનબાઈ** -નહી બાવાજી અમકી પુછતીતી—તમે કેહતાતા કે તુને મું-બઇ લઇ જઇ પનાવસ તેથી સેહેજ પુછતીતી કે કદાચ તમે કોઇ સોધી કાહારયો હોશે.

**લવજી**—નહી બેતી; શું એવા દુકતા સાંથે હું તુંને પનાંઉ?

**ધનબાઈ**—કાંય બાવાજી એ છોકરાને શું છે?

**લવજી**—છત છત મને એ બીલકુલ પસંદ નથી. તું કંઈ એનો વીચાર કરતીના.

**ધનબાઈ**—નહી બાવાજી ના ના કેહવો. હું એને ચાહુંચ. એ મને ગમેચ; મને એની સાથે પરનાવો.

**લવજી**—શું પથર ગમેચ? ઇડીઅત જેવો છે. એની પાસે બરયુંચ શું કે પરણીને સુખી થશે?

**ધનબાઈ**—તારે બાવાજી શું તમે નાજ કેહવોચ?

**લવજી**—હા હું સાફ ના કેહુંચ તે નાજ.

**ધનબાઇ**—પણ એ કેવા મજેહના દેખાવનો છે; જાણેકે નકરો જાંગલો ને વરી ચાકરી ધંધેબી છે.

**લવજી**—હા ગમે તે હોય પણ હું તો તુંને પરણવા દેવસ નહી.

**ધનબાઈ**—(બાજુએ) હું બી તો ખરી કે એની સાથે છુપીબી પરણી જાંઉ (મોટેથી) વારૂં તારે જેવી તમારી મરજી.

**લવજી**—હવે કેવી દાહી? ચાલ ફરવા જવાનો વખત થયોચ તે હું તૈયાર થવા જાંઉચ. બેતી તું પણ જા.

(લવજી જાયછે).

**ધનબઈ**—હા. બાવાજી તૈયાર થવા ગીયાચ .તેટલાં મારા પેસતનજી પર એક કાગલ લખી એનોબી વીચાર ને જવાબ મંગાઊ. ( કાગલ લખવા બેસેછે)

( પેસતનજી ધીમેથી આવી ઊભો રેહેછે)

(ધનબઇ કાગલ વાંચી રહીને) જોઉં એ શું કેહેચ ?

**પેસતનજી**—કેમજી બાવા કાંહ છે?

**ધનબઈ**—(ચોંકીને) જી બાવા તૈયાર થવા ગીયાચ. પણ તમે કાહારે આયા ?

**પેસતનજી**—કંઈ નહી જી હમણાંજ ; તમારી તબીયત કેમ છે ?

**ધનબઈ**—થીક છેજી. તમે સારીકાણી છેવોની?

**પેસતનજી**—હાજી થેંન્કયું. પણ માફ કરજો હું તમારા કામમાં અરચણ પડી હોસે ?

**ધનબઈ**—નહી. નહી.

**પેસતનજી**—તોબી નહી નહી શું ? કંઇ કોઈનું વરી કાગલ લખતાંતાં ને.

**ધનબઈ**—હા ; શું કેહેવું પેસતનજી તે દાહાડાની આપરી છેલ્લી વાત પછી તમારો વીચાર જાણવા તમારીપરજ આય કાગલ હમણાં લખતીતી (કાગલ દેખાડે છે)

**પેસતનજી**—(કાગલ વાંચી) તારે શું ધનબઇજી તમે મને ખરેખર ચાહાવોચ. શું તમારી મરજી છે ?

**ધનબઇ**—હા. પણ પેસતનજી હું તમોને એટલો સાદો સવાલ પુછું કે મારી ઉપર તમારી ખરી મોહબત છે ? કેમજે એકેકની પ્રીત વગર પરણેલું કંઇ ખપનું હોતું નથી. તમારી મતલબ પાક મોહબતની હોય તો તમે તે સત ધરમથી પાલશો એવી ખાતરી મને આપો. આ ઉપરથી તમે એમ ના ધારતા કે મેં તમોને ઝડપથી મારૂં જીગર આપી દીધુંચ ; પણ હું હલકી

ને ધચુપચુ થવા માંગતી નથી. એક વખતે મોહબત જાહેર કરી તે વીશે આનાકાની કરી ભારી થઈ બેસવું તેમાં હું ઉલતી હલકાઇ સમજુંચ તેથી મારૂં સાચું માનજો પેસતનજી કે શરમાઉ થવાનું ખોટુ દોલ ઘાલી કઠણ થઇ બેસે એવી ઓરતો કરતાં હું વધારે વફાદાર ને વાહાલી મોહોરદાર થવશ. તું મને ચાહેચ કે પેસી ?

**પેસતનજી**—હા. તું કેહ તેના હું કસમ લઇ કહુંચ કે હું તુંને ચાહુંચ.

**ધનબઈ**—નહી કસમ ના લે. કસમથી શું થાયચ ? શું આપરે એકેકને આપણા બોલથી બંધાયલાં હોઇએ તો તે પુરતું નથી ? હું તુંને ફરીથી પુછુંચ કે પેશી તું મને ચાહાયચ કેમકે મારા બાવાજી એમ કેહેચ કે મારે તારો વીચાર કરવોજ નહી. પેસી તું મારી સાથે પનશે ?

**પેસતનજી**—હા કાંય નહી મારી વાહાલી.

**ધનબઈ**—પણ બાવા ના કેહેચ તેનું કેમ ?

**પેસતનજી**—તેનેજ ખાતર હું જાણવા માંગુચ કે તારી પાસે કંઈ પૈસા છે ?

**ધનબઈ**—કાંય વારૂં ?

**પેસતનજી**—કેમજે જો કંઇ હોય તો આપરે છુપાછુપ પરેલ જઇ પરણીએ ને આપરાં લગન પછી તારા બાવાને સમજાવી લેશું.

**ધનબઈ**—હા મારૂં બે તન હજારનું ઘરેણું છે.

**પેસતનજી**—ઓ બસ ત્યારે-ચાલ દીઅર તું આજે રાતના મને મલશે?

. **ધનબઈ**—કાંહ મલું ને કેમ મલું ? બાવા કંઈ આવવા દે ?

**પેસતનજી**—બાવાને કેહની કે હું પાસેના બંગલાવારા સાથે આજે "તકદીરની તાસીર" જોવા જાંઊચ ને હું બાહાર દરવાજા આગલ ગારી લઇ તૈયાર રેહવસ.

**ધનબઈ—હા. જા. પેશી મને કબુલ છે.**

**શેરીયાર**—(અંદરથી) એ બાઇ, શીઠ બોલાવેચ.

**ધનબઇ**—ચાલ હું આવી પેસી હું જાંઉચ; તું હંઇથી નાહાસ; રાતની વાત ભુલતોના.

(જાયછે).

**પેસતનજી**—હા. કેવી મજાહની છોકરી છે? એ શું મને ચાહેચ? બે લાખ રૂપીયા સાથ એવી માયા મોહબત વાલી ઓરત મલે તો કાંય નહી પેસી બંદો શુખી થાય? પણ ખરી વાત મને તો લવજી શેઠને તેરવા મોકલ્યો તો. કંઇ નહી; હું હારીસમાં જઇને કેંકુંચ કે એવન તો બાહાર ગીયાચ. શીઆબાશ, પેસી દીકરા શીઆબાશ.

(જાયછે.)

## અંક બીજો.

### દેખાવ પેહેલો.

( પરેલમાંના એક નાના ઘરનો ઓરદો. )

( પેસતનજીને ધનબાઈ વાત કરતાં આવે છે. )

**ધનબાઈ**—કેમ વાહાલા પેશી હવે લગન તો થઇ ચુકાં પણ આપરે બાવાજી પાસે કયારે જશું ?

**પેસતનજી**—હું એમ કેહું કે તારા બાપને મલ્યા વગર આપરા હાથમાં તારા ત્રસ્તના રૂપીયા નહી આવે કે ?

**ધનબઈ**—તે હું કેમ જાણું ? તમે હવે સોલીસીતર થવાના તે તમે વધારે એ ધારા સંબંધી સમજો.

**પેસતનજી**— ( બાજુએ )સોલીસીતર થતો મરે. દોહરીયાં નહી મલશે તો ઇનિસોલવંત થવું પડશે. (મોતેથી) એમ તો લીગલી બધું થાયરે; પણ સું કરવા અમઠો કજીયો કરવો? ચાલની આપણે બંને સાથે જઈ એવનને

સમજાવીએ ને રૂપીયા હાથમાં આવવા દેની કે પછી સાહેબ મેહેરબાંન કરીએ.

**ધનબઈ**—પણ બાવાજી કદાચ પુને જતા રહયા હોસે તો ?

**પેસતનજી**—હા. એબી ખરૂં. તો આપરેબી પુને જસું. લાવ તારૂં પેલું બાફીનું જરીયાંણ લાવ કે વેચી આંઊ તો પુને જવા દોહોરીયાં કામ લાગે.

**ધનબઈ**—વારૂં જેવો તારો વીચાર (ગરેણું લેવા જાય છે.)

**પેસતનજી**—ગુંગણાં બાઈજી તો ઘણાં ભલાં છે. એ બીચારી કેવી ભોલી છે ? બશ એકદમ ઘરેણું લેવા ચાલી. હજુરતો પરણ્યા તેની પારતી કલ્બમાં આપવાની છે. તેથી થોડાક એમાંથી ઉન્ચા કરી રાખું–લેવો બાઈજી આયાં.

(ધનબઇ આવે છે.)

**ધનબઇ**—લે વાહાલા પેશી આ લે ને કંઈ સારે ભાવે વેચી આવ.

**પેસતનજી**—તે શું હું કંઈ અંદરથી ખાઇ જવસ કે ?

**ધનબઇ**—નહીં દીઅર એમ નહી ; પણ બે ચાર ઠેકાણે બતલાવી, ભાવ કરાવી વેચીએ કે કદાચ બાવાજી કંઇ નહી આપે તો આપરૂં ગુજરાન કરવા તો કામ લાગે ?

**પેસતનજી**—અરે તું બેશીકર રેહ મારા જાન; કંઈ ચીંતા નહી. એમ ઘરેણું વેચતાં વેચતાં તો મારો અરધો જનમ ગીઓચ. ચાલ દીઅર હું જાંઊચ હું. (જતાં જતાં બાજુએ) અરધાં અરધ હોઇઆં કરવાં પરશે.

(જાય છે)

**ધનબઈ**—ખોદા મારા વરને નેક બુધ્ધી આપે ને મારા પીતાના મનમાં કંઈ રેહેમ બખ્શે કે હમુને તદન લાચાર કરે નહી ; કાંય કે તેવનની મરજી ઊપરાંત પરણવાથી તેવન ગુસ્શે તો ઘણા થયા હોશે એમાં તો કંઇ શક નથી. હવે તો તે શાહેબની બંદગી કરી લેઉ.

(ગાય છે)

કીસી મસતકે આનેકી ઑરજુ હયે— ( રાગ )

કર રેહેમ હમ પર, ઓ દાદગર તુંઈ,
કીધી છે ખરે મેં, આ મારે નાદાની —કર રેહેમ.
સંધાં કુટુંબમાં, હતી હુંજ પરી,
શું દરકાર કરૂં હું, કમ હોઉ તુરાંની—કર રેહેમ.
બખ્શ બુધી મુજનાં, ખાવંદને નેક તું,
આપ શાનને ગ્નાનની, તું તો નીશાની—કર રેહેમ.
ઉમેદ મારી બર, લાવજે તું દાદગર,
જર લેવા જતાં, ન દેતો હેરાંની—કર રેહેમ.
ઓપીતા તું ના, ભુલતો મારી સુરત,
ના કદી થાઇ કરતો તું બેગાંની—કર રેહેમ
બખ્શ એને સુખ, તું સાથ આરામ,
છે આ બંદગી ખરાં અંતકરણની—કર રેહેમ

(જાય છે).

## દેખાવ બીજો.

ધી "ધોબીતલાવ પારસી યુનીઅન" કલબનું મકાણ (પાંચ-છ મેમબરો બેઠા બેઠા જુદી જુદી જાતની રમતો કરે છે)

**પીરોશાહ**—કેમ રૂસતીમ, આજે કંઇ ખબર અંતર ?

**રૂસતમજી**—દીકરા ખબર તો કંઈ નહીં; પણ હું હંઈ આવતોતો તયારે આપરૂં ખરસેદજી ધ્રહરણ મલ્યું તું.

**સોરાબજી**—કાંય તે બીચારાને ધ્રહરણ કાંય કેહવાય ? આય જરાક બોલીઓ છે તેથી કે ?

**પીરોશાહ**—અરે એ બોલીઓ કેમ છે; માજનદરાની છે; એ તો કારાં માય તાએલું છે તેથી એને ઈંકલીપ્સનું નામ મલ્યુંચ. પણ રૂસતમ, તે કંઇ ખરશેદજી બોલ્યો કે ?

**રૂસતમજી**—(હસીને) એ ઇડીયતના બોલવાનું ઠેકાણુંજ કાંહ છે? જાણે શું મોટી ફ઼ુકમઇની વાત હોય તેમ સીતેર કડમથી "સીત" "સીત" કરતો મારી આગલ આયો ને આપરે તે દાહારે પેલા લીમજી લેવટાની વાત નહીં કીધીતી કે તે ચાર નરીએલ પગ ને હાથમાં કચરી નાંખેચ તેમ કોઈ એવનનો મામાનો છોકરો હોસે તેને વાસ્તે હસવા જેવી વાત કરવા મંડયો.

(ખુબ હસેછે.)

**પીરોશાહ**—પણ કંઇ હમુને કેહસે કે એખલો એખલો હસસે?

**રૂસતમજી**—અરે શું કેહું? કપાલ એનું? એ બીગ અસ શું કેહેચ કે પેલા લીમજી લેવતા માફક એના મામાનો છોકરો બે પગમાં બે પેંડા, ને બે હાથમાં બે ગુલાબજામ એકી વખતે બેસીને ભચરી નાંખેચ. (બધા હસે છે) નખ્ખોદ જાય એનું જાણે શું વાઘ મારતો હોય તેમ બધી વરઇથી વાત કરી મરેચ. (હસેછે.)

(પેસતનજી આવેછે.)

**પીરોશાહ**—અલો પેશી કંઇ આજે લોંગ તાઇમે આયો દીકરા?

**રૂસતમજી**—બાવા હવે એ આપુને કેમ ઓરખે? એ તો પરણ્યો એટલે ગ્રહસ્થ થઈ ગીયો.

**સોરાબજી**—તારે આપરે શું બધા લુચ્ચા કે? જો કોચીના શાહુકારો ધોંગ લાયાચ; જે પરણ્યા તે ગ્રહસ્થોને કુમારા તે તો—

**પેસતનજી**—Gentlemen.

**સોરાબજી**—વાહ શેઆબાશ; વારૂ હંઈ આવ પેસી (બાજુએ જઇ) શું તું પરણીયો એ વાત ખરી?

**પેસતનજી**—હા, પણ ભઇ પરણીને ફ઼શીઓ.

**સોરાબજી**—કેમ એટલામાં?

**પેસતનજી**—કારણ કે ભઇ હું તો બે લાખના ત્રસ્તની કુમક પર પણીયો તો; પણ હું નહી ધારતો કે હવે તે મલે.

**સોરાબજી**—તારે અંતે તે તારો બોલ પાળ્યો ખરો. તું હમેશાં કેહ-તો તો કે પેસા હોય તો બીજી કંઈ દરકાર નહીં કરૂં. પણ જ્યારે બે લાખ-નું ત્રસ્ત છે તારે વરી મલે કાંય નહી ?

**પેસતનજી**—કાંય કે હું તો છુપાછુપ પણીગોચ.

**સોરાબજી**—કાંય વારૂ ? એમ કરવાનું કંઈ કારણ ?

**પેસતનજી**—કારણ શું ? છોકરીના બાપે ના કહયું તેથી હમે છુપાછુપ પરણી ગીયાં

**સોરાબજી**—અરરર પેસી, તેં આય કેવી મીસતેક કીધી ? તુંને માલમ નથી કે મા બાપની મરજી ઉપરાંત પણનારાં ઘણાં ખરાં દુઃખી થાયચ ? આય "તકદીરની તાશીર"માં જોયું કની ?

**પીરોશાહ**—અરેપણ પેશી વરી એ આવતાંને વાર એ શું ઘોંગ ? કંઈ પરણીગોચ તે પારતી બારતી આપશે ? કંઇ બોલશે, ગાસે, રમશે કે નહી ? કે બસ વરી ગુસગુસ કરવા માંડી ?

**સોરાબજી**—સબરકર પીલું, એ હમણા આવેચ. એ તો કંઈ ચાકરીની વાત કરેચ,

**રૂસતમજી**—અરે યાર પેસી તુંને પેડો મલીયો એ વાત ખરી કે ?

**પેસતનજી**—બચ્ચાજી પેડો શું મલે ? સેવક રીઝાઇનિ થયા.

**સોરાબજી**—જો તારે પેશી હમણા ચાકરી નથી તારે પારતી બારતી માંડી વાર.

**પેસતનજી**—અરે સોહરાબ મને રૂપીઆ મલવા તો દે ને પછી જો કે "ઘોબીતલાવ યુનીઅન" કેવું ગાજેચ

**સોરાબજી**—તે તું કેહેચ કે નથી મલતા ને હવે કેમ મલશે ?

**પેસતનજી**—એ તો હજુર હું ને મારી વાઇફ આએ રૂપીઆ માંગવા મારા સસરા પાસે જવાનાં છૈએ ; જોઇએ શેઠજી શું કેહેચ.

**સોરાબજી**—વારૂં જો કંઈ તાંહ નકામનું વેંહેંચી ના લેતો; પાધરી પાધરી વાત કરજે કે ઓલ્ડ મૅન બી કંઈ ઠેકાણે આવે; નહીં તો અકરવા જશે કની તો બધું ખોહી આવશે.

**પીરોશાહ**—કેમ બાવા તારી ચાકરીની વાત હજુર પુરી નથી થતી કે?

**રૂસતમજી**—હા ભઈ ચાલની પારતી નહી હોય તો કંઇ મીઠું મોનું તો કરાવ.

**પેસતનજી**—કબુલ છે લેવો; રામા; લે આય રૂસતમજીની બેકરીમાંથી એક દજન કેખ લઈ આવ.

**રૂસતમજી**—ને તાંસવાનું કંઇ નહી કે?

**સોરાબજી**—બાવા હમણા બધું માંડી વારો; એનું નક્કી થવા દેવો ને પછી આપરે ગ્રાન્ડ પારતી લેશું; પેસી હમણાં કાંય અમઠા બે ચાર રૂપીયા ઉદારી નાંખેચ?

**પીરોશાહ**—અરે શોરાબજી શેઠ કંઇ તમારા નથી દોહરીયાં જવાનાં.

**સોરાબજી**—પણ ભલા આજભી એ વગર ચાકરી વાલા માણુશે કંઈ પૈસા મલે તાંહવેર એવો ખોટો ખરચ શાનો કરવો જોઇએ?

**પીરોશાહ**—પણ તારે શું કંઇ એને મલવાનું છે એમ કે?

**પેસતનજી**—હા ભઇ લેવોની બે લાખનો દલ્લો!!!

**રૂસતમજી**—ઓ તારે તો પેસી દીઅર મંગાવ; કંઈ સારૂં માંગ કે સારૂં થાય.

**પેસતનજી**—ઑલ રાઈટ; લે બાવા આ પાંચની નોત છે તેમાંથી કેખ ને બ્રાન્ડી મંગાવો.

**સોરાબજી**—(બાજુએ) અંતે બીચારો પાંચ રૂપીયા ચીરાયો.

**પીરોશાહ**—ચાલ હવે, ચલાવ, બબો આવે તેતલાં ગીત ગાઇએ.

**પેશતનજી**—વૅરી ઉવૅલ યુ કમેન્સ આઇ ફ્લો યુ.

**રૂસતમજી**—અરે ફ્લૉ બૉલો મુકી દેની; કંઈ ફ્લો મલવાનો છે તે અકરેચ કે? ચલાવ ઘણે દહાડે તારૂં તો ગીત શાંભલીએ.

**પેસતનજી**—ઠીક લેવો રૂશતમજી "તીમ તૉમ" લેવો.

(ગાય છે).

તુમ આએ જો પ્યારે જવાન—રાહ.

માનું હું તો તમારો ઉપકાર, કેમ ભુલું ઓ ખુદા તારો આભાર—માનું.
શેવક નમે છે મીતરો તમને, વાણી માંગી છે શારી મને—કેમ.
ખોદાની મેહેર, કીરતારની માયા, સાથ છે તમ મીત્રોની છાયા ;—કેમ.
ખુશી થયો છું, જોઈ તમારી શાન, હવે જાંઉ મલવા મારી જાન—કેમ.

**પીરોશાહ**—શીઆબાશ તું તો કવી થયો ; પેસી આય કંઇ ગીત તો નહી હોય ; (મશકેરીમાં) રાસકલ હમણાં જોરયું કે ?

**સોરાબજી**—ચાલ હવે વરી તેને બનાવ ; પેસી કંઈ અમંડો અકરતો ના હં; નહી તો વરો કવી થઈ જજે.

**પેસતનજી**—આઇ. સે. સોરાબજી વૉત ડુ યુ મીન ? હું કંઈ એટલો મુરખ છેઊ જે-

**સોરાબજી**—નહી રે બાવા જરાક જરાકમાં તું ખીલો જાયચ, તેથી હું તો ફ્રેન્ડલી એડવાઇસિ આપુંચ.

**પેશતનજી**—નૉનસંશ આઇ દોન્ત લાઇક ધૅત.

**સોરાબજી**—અરે ભઈ અમડો તાતો ના થઈ જા.

**પીરોશાહ**—હા પણ સોરાબ તુંબી તેને ઇનસલ્ટ કરી હવે થંડો પારવા જાયચ.

**સોરાબજી—જો-જો આય વરી એના કારસતાન.**

**પેસતનજી—હોશે.**

**રૂસતમજી**—લેવો શેઠીઆઓ ચાલો એન્ડી આગો આપરે શોહરાબશાહને પેશતનજીની સલામતી લઇએ કે બધું ધંડું પરી જાય ?

**પીરોશાહ**—હા ચાલ પેસી.

**પેસતનજી**—નહી તમે પીઓ હું નથી આવતો; મને તો ઘેર જવુંચ.

**પીરોશાહ**—અરે એમ હોય કે બચ્ચાજી એક પૅગ લઇને જાની; ચાલ ચાલ ઇ ડીઅત.

(બધા ઓંહોંશ કરી પેશીને લઈ જાય છે.)

## દેખાવ ત્રીજો.

લવજી શેઠના બંગલાનું દીવાનખાનું (શેઠની પુને જવાની તૈયારી થાય છે. શેઠને ખરશેદજી વાત કરતા માલમ પડે છે.)

**લવજી**—તમારૂં ભલું થાય રે દાકતર તમે બી કાંહથી એવો દુકતો હંઈ ઇનત્રોદયુસ કીધો ?

**ખરસેદજી**—હું શું જાણું શાહેબ કે એ એવો ઊઠાવગીર ને નીમકહરામ નાકલશે. મેં બી અત્યારથીજ એનો ધાત લરેલો છે. એની હાજરીશમાં ડીસમીસલની રૅજીસતર નોતીશબી હું મોકલાવી ચુકોચ. હવે તો શેઠ ધીરજ રાખો; જે બીચારીનું નશીબમાં હોસે તે થશે.

**લવજી**—તે શું હું એલોકની દરકાર કરશ કે ? રાન જોઇએ ભુખે કાંય નથી મરતી ? હું તો આય આજે ચાલ્યો પુને, ને એ હંઈ આવશે તો ધક્કા ખાઇને જશે. આપરે એને અરધી બી નથી પુછવાના ને રાન ત્રસ્તને ભરોસે હોશે તો રખરી મરશે.

(જમશેદદાર આવે છે).

**જમસેદદારૂ**—શાહેબ મેહેરબાન શેઠ આપરે ઝરાક મારા માકાશના જીવને શારૂં નથી તે મને મોકલ્યોશ કે સાહેબ સીધારો તેની—

**લવજી**—પણ શું કામસર મોકલ્યાચ ?

**જમસેદદારૂ**—શાહેબ કામ તો એઝ કે એક ઘણું શરશ ઘેર હાથમાં આયુંશ તે—

**ખરસેદજી**—(મશકેરીમાં) હં હં વારૂં બોલોની કોણુ ખાનદાન છે?

**જમસેદદારૂ**—આપરે શાહેબ આ શશશગટના મોહોલામોં—આય દેવલના મોહોલ્લામોં બમનજી બારભાયા રેહેશની તેનાની શોકરીનો શોકરો શે; તે આપરે તરીયતને તાંહ શાકરી એ શે; રૂપીયા પચીશેક કમાયશ ને ખોદા કરશે તો આગલ ઝાતાં ઘણો વાધી જશે.

**લવજી**—મોબેદ માંડી વારો; મને કંઇ કાજને બાજબી હવે જોઇતી નથી.

**જમસેદદારૂ**—કેમ શાહેબ કેઠે થાઈ શું કું કે? હું મઝાક નથી કરતો ઓ.

**ખરસેદજી**—દશતુર હમણા તો તમે જાવો. એવનને કંઈ ઘર ખતલાની બેચની છે ને બીજું કામ બી ઘણું છે તેથી એ વાત ધીરે શાંશે કરસું.

**જમસેદદારૂ**—જેવી શાહેબની મરઝી; બાકીઝે શોકરો તો ઘણો શારોશે.

**લવજી**—ભઇ મને છોકરો હવે નથી જોઇતોની.

**જમસેદદારૂ**—વારૂં રે શાહેબ હું રજા લેઉશ. (જતાં જતાં) હાંઇ તો કેઠે થાઇ શુંકું. થાઇ શુંકું.

(જાયછે.)

**લવજી**—કેમ ખરશેદજી તારે કંઇ એ લોકનો પતો મલશે?

**ખરસેદજી**—મુરબી સાહેબ પેસીને તાંહ ખબર કાહારતાં માલમ પડેચ કે કાલ રાતનો એ ઘેરમાં નથી.

**લવજી**—ને રાન દુકતીબી નાટકમાં જવાને બાહાને ગેઇચ તે પાછી આવીજ નથી.

(શેરીયાર આવેછે.)

**ખરસેદજી**—હું ધારૂંચ કે—

**શેરીયાર**—શેઠજી તારી બાઇ મલવા આવીચ.

**લવજી**—હું ધારૂંચ કે એને નાજ કેહવરાંઉ.

**ખરસેદજી**—નહી શેઠજી એને આવવા દેવો. કડાપી એ ખુલાશો આપવા આવતી હશે કે કદાચ પેલા ઉઠાવગીરે એને ફસાવી હોય તો એ મારી ચાહાવા આવી હોશે. એવનને આવવા દેવો કે હોકરઇને પોતેજ ધડો લે.

**લવજી**—જા તારે અંદર મોકલ.

**શેરીયાર**—વોરૂંજી. (જતાં જતાં) બાઇ બીચારી બોધી ૨રેચ.

(જાયછે.)

**ખરસેદજી**—મને લાગેચ કે—પણ લેવો સાથે પેસીબો છે (પેસતનજી ને ધનબાઈ આવેછે.)

**ધનબાઈ**—બાવાજી મને માફ કરો. હું મારી રાજી ખુશીથી આ પેસી સાથ પરણી ચુકીચ, ને હવે તમારા આશીરવાદ તથા મારા ત્રસ્તના રૂપીયા લેવા આવીચ.

**લવજી**—જાંહનમમાં જા તું ને તારો પેશી. મેં ના કહયું તે છતાં તું નાફરમાન થઈ તો તારૂં સુજયું તું કર. મને એવી નીમકહરામ દુકતી જોઇતી નથી. ત્રસ્ત કોણનું ને બ્રસ્ત કોણનું? ચાલ નીકલ હંઇથી; એક અરધીબી નહી મલશે.

**પેસતનજી**—તારે શું શેઠજી તમે એવનનું ત્રસ્ત આપવા ના પાડોચ કે?

**લવજી**—(ચીરડઇને) મારા સાહેબ અંદુશ. તમુને કોણે વચમાં બોલાવ્યાતા?

**પેસતનજી**—હું મારી ધનબઇજીના હકદાર ખાવીંદ તરીકે એવનનું ત્રસ્ત માંગવા આયોચ.

**લવજી**—ભલે જો ત્રસ્ટ કીધું હોય તો બેલાસક લેજો. પણ હાલ તરત તો તમારા મુંરબીએ તમારાપર મુકેલા ત્રસ્તનો તમે કેવો ભંગ કીધોચ તેજ જરાક આંખ ફાડી જોવો? શું કરૂં ધન, તુંને મુકી જતાં મને દુઃખ પણ થાયચ પણ જે છોકરી મા બાપની ઊપરવારી થાય તે કડી સુખી થાય નહી તેથી તું પણ દુઃખ ખમી એવો ધડો લેજે. હું હમણાં બપોરની ત્રેનમાં પુને જાંઉચ ને તું ને તારો ધણી હવે તમારૂં માથું ફાડી લેજો. ચાલો હવે તમે બેઉ જણુ મારા બંગલામાંથી બાહાર જાવો.

**ધનબઇ**—(ગુટણુમંડીએ પડી) નહી બાવાજી મને માફ કરો. હું મારા પૈસાપર મુસતાક રેહવા કરતાં વધારે મારા પ્યારથી પરણીચ વાસ્તે—

**લવજી**—પણ રાન તારા પૈસા બરીયાચ કાંહ ?

**પેસતનજી**—શેઠ તમે એમ એવનના પૈસા પચાવી બેસવા માંગતા હોવો તો શેવક તમુને સરકારથી પુછી શકશે.

**ખરસેદજી**—યુ સ્તુપીડ પેસતનજી, એવી ખાલી ધમકી તુંને આવા શેઠને નહી આપવી જોઇએ. લેની હું બોલ્લું કેહુંચકે એવને હજુર ત્રસ્તપર સહી કીધીચ નથી.

**પેસતનજી**—(લવજીને) તારે શું તમે હજુર ત્રસ્ત કીધું નથી? અરર હુ તો એના પૈસાપર લોભઇ એ ગુંગણી સાથ ફસી પડયો.

**લવજી**—જો આયજ તારો ધણી કે? જો તુંને કેવાં માનથી બોલાવેચ? ગુંગણી? સાથે લાગી બારીબી કાંય નથી કેહતો?

**ધનબઈ**—કાંય વાહાલા પેશી તું તો મને ચાહાતોતો એમ કસમ લેવા તૈયાર થયો તો ને આજે હવે પૈસા વાસ્તે શાનો વીલાપ કરેચ?

**પેસતનજી**—નહી હજુર હું તુંને નથી ચાહાતો એમ નથી; પણ પૈસા વગર બધું શું કામનું!

**ખરસેદજી**—પેશી તું ખરેખર મુરખ છે. મેં તુંને પેહેલેથી કહયું તું તે છતાં તેં નજરે નજર ધનબાઇજીની પરીક્ષા કીધા વના ફક્ટ એવનના પૈસાપર લોભાઈ આવું ઉતાવલું પગલું ભરીયુંચ તો હવે એવનને પ્યારથી બાઝી રેહ કે પૈસા વગર પણ તારી જાતીકી મેહનતથી તું શુખમાં રહી શકશે. એવન જોકે ગુંગણાં ને બારાં છે તોપણ તેમાં કાંઈ ખોટું નથી. એ ખુદરતની ખાંમીઓ આગલ આપણું કંઇ ચાલતું નથી. તેથી જો એ ખાંમીઓની દરકાર કરયા વના તું તારા વચન પ્રમાણે એવન સાથ પ્યારથી વર્તશે તો હું ફરીથી કહુંચ કે તમારાં બે લાખના ત્રસ્ત વગર પણ તમો સુખમાં રહી શકશો. હવે તો થયું તે ખરૂં. વાસ્તે તમારા મુરબીજીના બોલને માન આપી એવનના હુકમ મુજબ તમારે મુકામે જશો તો તમારા હકમાં મોટો ફાયદો થશે.

**લવજી**—હા. બાપુ હવે જા. મને તારી સાથે કે મારી ધન સાથે કંઇ કામ નથી.

**પેસતનજી**—ચાલ તારે ધન. તારા બાવા એટલાજ નીરદય થાયચ તો આપરો ચારો નથી; તું કંઇ ચાકરી કરી, નહીં તો સીવી ભરી, તારૂં માથું ફોરી લેજે ને મને ચાકરી મલશે તાંહવેહેર હું મારે ઘેર પડી રેહેવસ.

**ધનબાઇ**—નહી પેશી એમ તું મને હવે તજી દે ના; તારા પગારના રૂ ૧૫૦ માંથી જે કંઇ તેં એકઠું કીધુંચ તેમાંથી તુંને ચાકરી મલે તાંહવેહર આપણે સાથેજ રહીશું.

**લવજી**—અરે ૧૫૦ કોણના લાવે ? રોકરા (૪૦) મલતાતા તેબી હવે ગીયા. ને રાન હવે તું રખરી મરી. ચાલ પત હંઇથી.

**ધનબાઈ**—વારૂં બાવાજી જેવો તમારો હોકમ. ચાલ પેસી ચાલ હવે હંઇ ખોટી થવામાં કંઇ સાર નહી. ચાલ જો તું મને પ્યારથી વલગી રેહશે તો મારી કમઅક્લ ને શકતીથી પણ આપરૂં ગુજરાન કરશું. બાવાજી હું રજા લેઊંચ. (બંને જણ જાયછે.)

**લવજી**—હા. હું ધારતોતો તેના કરતાં મારી છોકરીમાં કંઇ વધારે પાણી છે; પણ રાનના કમનસીબે એવો ધન ધન ઘોરી એને હાથ લાગોચ; ખોદા, એનો નીગેહબાન થજે.

**ખરસેદજી**—શેઠજી બને તો વીચાર ફેરવોને—

**લવજી**—નહીં એને જરાક ઠોકરાવા દેવો. એતો જરાક જોય કે પોતી-કી સંદનતર પસંદગીના ધણીથી એ શું શુખ પામેચ?

**ખરસેદજી**—જેવી સાહેબની મરજી પણ—

**લવજી**—ચાલો એ "પન" હવે છોરી દેવો ને હું જાંઉ તેની અગાઉ બધું કામ જોઇ લેવો.

**ખરસેદજી**—ચાલો સાહેબ જેવો વીચાર.

(બંને જાયછે.)

## દેખાવ ચોથો.

પેસતનજીના ઘરનો ઓરડો.

ધનબાઈ બેઠી બેઠી સીવેછે.

**ધનબાઈ**—મારો પેસી કયારે આવશે? આજે તો કેઠે કસતમમાં ચાક-રી સોધવા ગીયોચ. તે દાદાર હોરમજ એને એટલી ચાકરી આપે તો એક રૂપીયાનું શુકર મજગામની પટેલની અગીયારીમાં ચહરાંઉ; આય શું કોઇ-નાં પગલાં તો સંભરાયચ.

(પેસતનજી આવેછે.)

**પેસતનજી**—મારી વાહાલી ધન તું જાણીને ખુશી થશે કે અંતે મને કસતમમાં આજે રૂ ૧૫) ની બીલ કલેકટરની ચાકરી મલીચ.

**ધનબાઈ**—સુહઆના; મલી તો ભલે. પણ ધણીજી તમારા ખરચ આગલ તો એ પગાર ચટણી થઈ જશે.

**પેસતનજી**—નહી. એમતો મોટા પગારની ચાકરી મલશે તાંહવેર સેહેજ શાહાજ ઉછીનું પાછીનું કરી ચલાવી લેશું.

**ધનબાઈ**—પણ પેસી એમ ઉછીતું કરવાની કંઇ જરૂર? આપુને થોડું ખોદાએ આપ્યું તો થોડુંજ ખાઇએ, પીઇએ, પેહરીએ કે ઓઢીએ. કેહ-વકની કે "પગ જોઇને પાથરણું તાણવું" તેમ આપરી ગુજાસ જોઇને ખરચ કરશું તો સઊ ઠીક ચાલશે.

**પેસતનજી**—વારૂં તારૂં એ પીજન ને વાએજી મુકી દેની. હું કાલથી ચાકરીએ જવાનો છેઊ તેટલાં આજે કલ્બમાં જઈ આંઊ.

**ધનબાઈ**—જો પેસી હવે કલ્બ બલ્બ મુકીદે; એ નાહેકનો ખરચ ઓછો કર; ને વરી તાંહ જઇ ચાકરી મલી એમ ના કહી દેતો, નહી તો મુવાઓ પારતીને મશે ચાર પાંચ રૂપીઆ વરી ખાઇ જશે.

**પેસતનજી**—વારૂં રે વારૂં; તું મને એમ અકલ ના આપવા આવ. ચાલ હું તો હમણા જાંઊચ ને જો રાતના મોરૂં થાય તો વાર ના જોતી.

**ધનબાઇ**—વારૂં સીધારો (જાય છે) શું મારી કમબખ્તી લાગી કે એના ભપકાપર લોભઇ ગઇ; કેહેચ કે પ્યાર કરી પરણો કે સુખી થાવો; પણ એમ પ્યારમાંબી ઠગઇએ ત્યારે? પણ ખરે વાંક તો મારો છે કે એનો પ્યાર ખરો હતો કે નહી તેની ખાતરી કરયા વગર એની ખોટી લતરાજપર ભરોશો રાખી કબુલ થઇ ગઇ. પણ હવે તો ખોદા તું મારો મદદગાર થા.

(ગાયછે.)

લાઇ બહાર બાગમે બેલા ચંબેલી મોગરા.—રાહ.

અંતે આવીને ફસી પડી છું, હું તો એના એ ફંદમાં,
કરતીતી કેવી મોજ હું, પુના શેહેરના ખંડમાં—અંતે આવી.
ભુલાઇને માન્યું સંધું, પેસી તારૂં કેહવું ખરૂં,
થયો છે તું અજબ આજે, કાંહ જાઉં હું તો મરૂં—અંતે આવી.
નસીબની વાત છે, શું શું એ ફેરફાર છે.
રંગ મજાહ છોડી આજે, ધન તો હંઇ મરે છે—અંતે આવી.

હવે થા મારો મદદગાર, તુંઇ છે રેહમી કીરતાર,
નેક બુધી બખ્શ તું એને, સુધાર તું મારો ભરથાર—અંતે આવી.

(જાય છે.)

## દેખાવ પાંચમો.

પુણામાં "લવજી લોડજ"ના બંગલામાં સાહાજણ બેઠેલું છે ને બેન્ડ વાગે છે.

(પેશતનજી શેઠ આવે છે.)

**૧ લો મોબેદ**—પેશતનજી શેઠ, આગલ આવો સાહેબ; હંઈ ઝગા ઘણી શૅ.

(હોરમશજી દાકતર તથા મીત્રો આવે છે.)

**૨ જો મોબેદ**—શાહેબ મેહેરબાન દાકતર શાહેબ; એમ આવો. આગલ શાલો; અરે એમ આવો મેહેરબાન.

**૧ લો મોબેદ**—અરે એ વાઝાંવારા, "ગાડ શેવ" વઝાર, "ગાડ શેવ

(ખાનબાહાદુર ફ્રરામજી ને બેતો આવે છે.)

આવો ખાનબાહાદુર શાહેબ, એમ આવો શાહેબ, આગલ શાલો મેહેરબાન. (થોડોક વાર રહી) શાલો હવે તુરા પાન લાવો.

(તુરા પાન વેંહચાયા પછી.)

**૨ જો મોબેદ**—શાલો દસતુરજી શાહેબ ઉઠોની.

(સઘલા ઉઠે છે.)

**૧ લો મોબેદ**—અરે ઝી શાલોની. બધાં બૈરાં ખોટી થાયશ.

(શાહજન ઉઠીને અંદર જાય છે.)

## દેખાવ છઠો.

"ફીટઝલર્ડવીલા"ના બાગમાં સાહાજણ બેઠેલું છે. લવજી શેઠનું સાહજણ આવી બેસે છે કે તરતજ છોકરો પરણવા અંદર જાય છે ને થોડાક વારમાં તાબરા પડે છે. તાબરા બંધ પડયા કે ખાનબાહાદુર ફ્રરામજી, તેવનનો બેટો તથા લવજીના ભઇ ફાવશજી બાહાર આવે છે.

**કાવશજી**—ઉવૅલ ફરામજી શેઠ માફ કરજો, શાહેબને ઘણી તસદી પરીચ; વારૂં એટલું ગરીબને તાંહ આવી માન આપ્યું તો મોટી મેહેરબાંની થઈ.

**ફરામજી**—ઓ. નથીંગ. એટ ઑલ. આઇ. ઉવીશ. યૉર. લવજી શેઠ એ લૉંગ. એન્ડ. હૅપી. લાઇફ.

**કાવશજી**—થૅન્કસ. થૅન્કસ. સર. મચ. ઓબલાઇજ્ડ તુ. યુ.. પણ કરીએ શું શેઠ? સાચું કેહુંચ જી, કે મારા લવજી ભઇનો તો એવો વીચાર છે કે લગણને દાહારે મોટાં મોટાં ખાણા આપી લખલુત ખરચ કરવો નહી. તેથી સઉ ભઇઓને સાહાજણનુંજ તેરૂં કરવું પડયું ને હમેબી હવે ભઈ પરણી ઉઠયા કે હમારે બંગલે જવાના.

**ફરામજી**— એજ સારૂં તો; મનેબી એ રીત પસંદ છે. હજુર એવો મોટો ખરચ કરવાને બદલે તેટલું નાણું બીચારાં છોકરાંઓને આપ્યું હોય તો કેટલો ફાયદો થાય? ઉવૅલ શાહેબજી શેઠ, હું રજા લેઉંચ; ખોદા એ જોડાંને સુખ બખશે.

**કાવસજી**—આવજો સાહેબ. (ફરામજીને તેવણના બેટા જાય છે.)

**ફરામજી**—(બે ચાર મીતરોને આવતા જોઇ) કેમ શેઠીઆઓ સીધારોચ કે?

**કૈખશરૂ**—તારે કરીએ શું તમે જમવા નહી તેરીયા તે?

**કાવસજી**—એ ભઇ મારા લવજી શેઠના વીચાર કે બધાને સાહજનનુંજ તેરૂં કરવું.

**કૈખશરૂ**—હા. એ મસે ઠીક દાંદી મારી જાવોચ. પણ તમુને કંઇ ફલ્યમાં છોરશું કે? ચાલો ભઇ રજા લઇએચ હં શેઠ. હું તો સેહેજ હશુંચ.

(કૈખશરૂને મીત્રો જાયછે, લવજીભઇ આવેછે.)

**લવજી**—કેમ કાવસ ગારી તૈયાર છે કે?

**કાવસજી**—અરે ગારી સાંની ? ચાલતાજ ચાલોની ? મેહરબઇ છે તે છોકરાંઓ સાથે ગારીમાં આવશે.

**લવજી**—ચાલ ભઇ એમ તો એમ. તારે બૈરાંઓને ગારીમાં મોકલી આપરેબી કુચ કરીએ.

(લવજી, કાવસજી ને બીજાઓ જાયછે.)

## અંક ત્રીજો.

### દેખાવ પેહેલો.

ધનબઇ પોતાના ઓરદામાં બેઠી બેઠી રૂદન કરેછે.

ગુનેહગાર હું ઓર ખતાવાર હું—રાહ.

સીતમ આએ પરે કેવો મુજપર,
ઓ દાદગર તુંજમાં, રાખી છે સબર—સીતમ.
તુરંગમાં ગયો છે, પેસી વાહાલો,
માઠી સોબતમાં છે ખુવાર થાયો—સીતમ.
તજ્યાં માદર પેદર પેશી ખાતર,
અરે રેહેમ કરો ને, દયાની નજર—સીતમ.

(રડે છે.)

ઓ ખુદા, આય શું જુલમ ? મેં શું એવો ગુનાહ કીધોચ કે હવે મા બાપથી વેગલી થઇને ધણીનો પણ આશરો જતો રહયો ? પેસી તેં શું કીધું ? (રડે છે.)

(ખરશેદજી આવેછે.)

**ખરસેદજી**—બેહેન ધનબઇજી હું જાણીને ઘણો દલગીર થયોચ કે તમારા પેસીને કાલ રાતના પકરી લઇ ગયા છે. મેં તમારા બાવાપર તાર પણ કીધો છે ને ખોદા કરશે તો એવણ કંઇ એનાપર રેહેમ કરી એને છોરવસે. (ધનબઈ રડેછે) એમ નાહેકના રડો ના.

**ધનબાઇ**—અરે ભાઈ ખરશેદજી, એ છોકરાએ મારૂં નખ્ખોદ વાલ્યું ની: એને સમજાવ્યું, એને પતાવી કહયું કે ભાઈ ખરચ ઓછો કર, પણ કંઈ માન્યું નહી; ને અંતે મને રવરાવી ગીયો. બાવાજી હવે શું મેહેર કરતાતા?

(રડે છે).

**ખરસેદજી**—કંઇ નહી બેહેન સબર રાખો. નાહેકની તમારી તનદો-સ્તી બીગડે એવું શું કરવા કરોચ? તમે શું એમ ધારોચ કે તમારા બાવા તમુને એખલાં એમ કોઇનાબી આધાર વગર પડી રેહવા દેશે?

**ધનબાઈ**—ભઇ ખરશેદજી હું તમારો ઊપકાર માંનુંચ. પણ એ ભલાં આજમીને શું સુહુજ પરીયું કે મારૂં કહયું માન્યું નહી?

( રડેછે. )

**ખરસેદજી**—કંઇ નહી બેહેન કરશો શું? તમારાં નશીબમાં હોશે તે કંઇ જવાનું છે? એમ હીંમત ના છોરી દેવો. મારી તો પક્કી ખાતરી છે કે એ વણ પોતે આવશે નહી તો મારાપર કંઇ તાર પણ કરશે; એમ રરવાથી શું વલવાનું છે? પણ લેવો લવજી શેઠજ આવેચ.

(લવજી આવે છે).

**લવજી**—મારી વાહાલી દીકરી એ તારા શું હાલ? તારા પેશીએ શુ મોહકાણ વાલી?

**ધનબાઇ**—બાવાજી મને વધુ પુછી હવે વધુ દુ:ખી નાં કરો. બાવાજી મને માફ કરો; મારાં નસીબની વાત.

(રડી પડે છે)

**ખરસેદજી**—લવજી શેઠ મેં તમોને તારમાં જણાવ્યું તેમ ભલા આજમીએ કોઇ મારવાડીનું મોટું કરજ કીધું તેથી એને તુરંગમાં નાખ્યો છે ને હવે તો—

**લવજી—પણ એને કરજ કરવાનું કંઈ કારણ?**

**ધનબાઈ**—તમારા જુલમે તેની ચાકરી ગઇ ને બીજી હલકી રૂપીયા પંદરની નોકરી મલી પણ ખરચ પુરો નહી પડવાથી તેને કરજ કરવા માંડયું ને અંતે જે નાણા પોતાના ધણી વાસ્તે ઉધરાવ્યાં હતાં તે પોતે ખરચવાનો વીચાર કરતોતો તેટલાંમાં એના માંગનારાઓ એની કબ્બમાંથી પકરી લઇ ગીયા ને બાવાજી એને જેલમાં નખાવ્યો.

(રડી પડે છે.)

**લવજી**—ઊઠ બેટી એમ રર નાં. દુવા માંગ કે પેલાં નાણાં ઊચાપત નહી કીધાં; નહીં તો, ક્રીમીનલ સાઇડે કેવી સખત મજુરી કરવી પડતે; ચાલ જે કંઈ તારૂં હોય તે લઇ તૈયાર થા ને મારી સાથે આજે સાંહાંજના પુને ચાલ.

**ધનબઇ**—નહીં બાવાજી હાલ હું આવી શકતી નથી. કંઇ નહી હું જેમ તેમ—

**લવજી**—મારૂં કહયું માન; મારૂં સમજ ને હાલતો ચાલ મારી સાથે આપરે બંગલે.

**ધનબઈ**—નહી બાવાજી, જયાં વેહેર મારો પેશી છુતે નહી ત્યાં વેહેર હું મુંબઇ તો નથી છોડનાર. હા પીતા તમે જો ખરેખર મેહેરબાન હો તો એને છોરવો. એનાપર દયા કરો.

**લવજી**—પણ રાન હઠીલી છોકરી એ નાપેકારને છોરવી શું એને વધારે આલશુ ને લુચ્ચો કરૂં? એ જોશે કે એકવાર સસરાજીએ મેહેરબાની કીધી તો બીજી વખતે બેવરૂં કરજ કરશે. મેં તુંને ના કહયું તે છતાં પરણી ગઇ તારે તું દુઃખી થાય તેમાં શકશું? ને તેમાં વાંક કોણનો? ખરૂં કહુંચ કે હું તારે વાસ્તે બી વીચાર નહી કરતે પણ મારી મેહરાંએ ઘણી આજીજી કીધી ને તારાપર દયા લાવવા કાલાવાલા કીધા તેથીજ મેં એવો વીચાર કીધો. વાસ્તે ચાલ હંઇથી ઉઠ ને હમે જે બંગલામાં ઉતરીયાંચ તાંહ આવ.

મારી મેહરાંબી સાથે આવીચ; જોઈએ તેનો શું વીચારછે ને પછી એ બદકારની વાત.

**ધનબઈ**—બાવાજી એ બદકાર નથી. ફકટ એને નહારી સોબતે તથા ઘણો એસકી ફરવાને સોખે એવો ખરચાલુ ને ઉડાઉ કરી મુક્યોચ.

**લવજી**—વારૂં જો તું કેહેચ તેમ એ બદકાર નહી હોશે તો આપરે પછી એને સુધારી શકશું. તું હાલતો ચાલ.

**ધનબઈ**—નહીં બાવાજી નહીં.

**ખરસેદજી**—બેહેન ધનબઇજી તમારા પીતાનું કેહેવું વાજબી છે. જો પેસતનજી ખરેખરજ સારા ગુણવાલો હોશે તો એના દુરગુણો દુર કરતાં આપુને કાંઈ દેરી લાગશે નહી. વાસ્તે તમે હમણાં તો એવનને બંગલે ચાલો ને (બાજુએ લઇ જઇ) જો તમારી હઠ છોરો; હું તમારા બાવાને સમજાવી લેવશ તથા મેહેરબઇને પણ કેહેવસ તો કંઇ એવનનો છુટકો થશે.

**ધનબઈ**—ભઇ ખરશેદજી હું ખરેખર તમારો ઉપકાર માનુંચ પણ બાવા નહી સમજશે તો?

**ખરસેદજી**—અરે તમે મારૂં માનો. તમારા બાવા મેહેરબઇનું કહેલુ કદી ફેરવશે નહી.

**ધનબઈ**—ઠીક છે; તારે તો ચાલો હું આવવાને તૈયાર છેઉં.

**ખરસેદજી**—ચાલો લવજી શેઠ એવણ પણ તમારી સાથ આવવા ખુશી છે; આપરે તમારે બંગલે જઇ બચારા કમનસીબ પેસી વીશે વધુ વીચાર કરશું.

**લવજી**—કમનસીબ ના કેહેવો. જાણી બુજી ખાડામાં પડે તે કમનસીબ નહી પણ કમઅકલ ને કમબખત હોવો જોઇએ.

**ખરસેદજી**—વારૂં સાહેબ ચાલોની. જેમ તમે કેહેવો તેમ; બેહેન ધનબઇજી ચાલો આપણે વેહેલાં જઇએ.

**લવજી**—હા ચાલ દીકરા ચાલ.

(સંધા જાય છે.)

દેખાવ બીજો.

(લવજીભાઇનો મજગામનો બંગલો. મેહેરબાઇ બેઠાં બેઠાં ગાય છે)

મરૂં રે માયો બેહનો જરાક સાંભલો મારી વાત (રાહ)

માનો મારૂં સાચું, હાલ છે પૈસાની ધુમધામ,

કહો સત્ય એવું કીયું છે, પૈસા વગરનું ઠામ ?—માનો.

કોરસ

પૈસાથી સુખને દુ:ખ–પૈસાએજ છે આરામ,

હોએ પૈસો જો તમો પાસ–તો પામો માન અકરામ.

પૈસાનુંજ જોર અપાવે તમને ખાપણયો ભરથાર,

પૈસા હોએ તો કબુલ કરો, બદસુરત પણ નાર.

કોરસ

પૈસા ખાતર પણ બુધ્ધાઓ, પણવા નીકલે બાહાર,

પૈસાપર લોભઈ કનીયાઓ, પરણી થાએ ખુવાર.

કોરસ

પૈસાનું એવું જોર જોઈ, હું તો થઈ છું દંગ.

છતી આંખ છે તો જોઇલો, પૈસાનો આએ ઢંગ.

કોરસ

(શેરીયાર આવે છે.)

**શેરીયાર**—બાઇ બાઇ ધી કારવા કુંચી આપેચ.

**મેહેરબાઈ**—શું મુવા એટલામાં ધી પુરૂં થયું ?

**શેરીયાર**—તેં પુરા થાયચ નહી તો હું કંઇ પી જાયચ કે ?

**મેહેરબાઇ**—ચપ મુવા જંગલી, એમ તનઇને જવાબ ના આપ. મુવો ધી પીને તો એવો પાલીઓ બન્યોચ.

**શેરીયાર**—(બાજુએ) પોતે બદબખ્ત ઘીના દબરા જેવી દબરી છે ને મને ગાર આપેચ.

**મેહેરબાઈ**—એ મુવા શું બોલ્યો ? તારી છેક પાંજી આવીચ કે ?

**શેરીયાર**—(ચીરડઇને) ઓ બાઇ હું શાક્ કેહેચ. પાજી મને ના કેહ. પાજી હરામજાદા હું નથી.

**મેહેરબઈ**—ચપ મુવા પતપત ના કર; મરે તું સમજે નહીને અમહો પીજન પાતલો લઇ બેઠોચ.

**શેરીયાર**—પણ તું ગાર સાની આપેચ? પાતલા ને તુલ સાના મારેચ ? મારા પગાર આપ, હું જાએચ; મને તારા ચાકરી નથી જોઇતા.

(જવા માંડે છે.)

**મેહેરબઈ**—જુવોની મુવાને ચેંચી આવીચ તે? વારૂં હમણા તો રાંધણીમાં જા, હું પોતે આવીને ઘી કાહારી આપુંચ. પછી શેઠ આવે ને રજા આપશે.

**શેરીયાર**—તે શું ? અમઠી અમઠી આખો વખત ગાર ગાર આપેચ ? નહી ખાવાના ફુરસુદ; નહી સુવાનાં. નહી કંઈ કામ કરવા દેચ. બસ જરાક થાયચ ગાર આપેચ; તે દાહારે ખોલાંવાતર લાવેચ, ગાર આપેચ, મુવા એવી શું લાવી ? કંઇ આય ઘેરમાં એવા જુલમ છે.

**મેહેરબઈ**—કેમ મુવા જવાતું નથી કે? તુંને કહયુંની કે જા હું આવી ને આપુંચ.

**શેરીયાર**—વારૂં (જતાં જતાં) મને સું છે ખાવાના તૈયાર નહી થાશે.

(જાય છે.)

**મેહેરબઈ**—શું મુવાઓ નીમકહરામ છે. મુવા આવેચ તારેતો ગરીબ બોકરાં જેવાં હોયચ. મુવો કેહેચ કે ખાવાની ફુરસુદ નથી. તેથીજ મુવાને તનદરોસ્તીનો મરજ થયોચ. મારો બેહેસ્તી હોમી કેહતોતો કે મેહેનજી

"ખાંઉચ ખાંઉચ ને જરી જાએચ." તેમ મુવાને છે. મુવો ફરબે થતો જાયચ, બફેના જેવો બનેચ ને મુવો કામ તો કંઇ કરીબી નથી મરતો. જંગલી કંઇ સમજતોબી નથી કે નથી પાધરૂં રાંધી જાણતો; તે દાહારે જી ભરૂં લવજીએ જરાક જીવને ઠીક નહી ઉતું તે દવા પર ખાવા ઇરાણીને તાંહથી આલુ લાવા કહયાં, તો મુવો તો આદુ લાયો. શું કરૂં ગીર તો એવી લાગેચ કે આય ઘડી મુવાને લાત મારી બાહાર કાહાડું; પણ જી ભરાયા મારા લવજી ગુસ્સો કરશે. એવણતો જાણે રખે ચુલા આગલ જઇ કંઇ કારી થઇ જાઉં કે મદઈ તવઇને પાતલી થઇ જાઉં તેમ જરાકબી એમ કે તેમ સસરવા દેતા નથી; પણ મને તો નાનપણથી તેપ પરેલી તે ઉલટું એમ આલશુ બેશી રેહતાં કંટાલો આવેચ. સાથે લાગી મુવાને હાથે ચમતીબી છે. જો કે મુવાએ ધા પીધું નહી હોશે પણ સહવારના પોહોરમાં રોતલી સાથે જોભરાંયો હોશે. હા, કંઇ નહી ખાય, પીએ, એમ હું મુવાને નથી કેહતી; પણ શું કંઇ ખોદાએ ઘણું આપ્યું તેથી મુવાને તાંહ લુતફાત થવા દઇએ?

(લવજી ખરશેદજી ને ધનબઇ આવે છે.)

**લવજી**—શું છે મેહેરાં કોણુને તાંહ લુતફાટ થઇ?

**મેહેરબઇ**—લુતફાત કોણુને તાંહ? થાયની મુવાં ભુંડાને તાંહ; પણ ધનબઇ આવી કે?

**લવજી**—હા; ધનુ, આગલ આવની.

**મેહેરબઈ**—આવ માય ધનબઇ આવ; કેમ છે?

**ધનબઇ**—જી સારી કાણી?

**ખરસેદજી**—બાઇ મેહેરબઇ તમોને તાર કાધા પછી હું એવનને તાંહ ગીયો ને મેં તથા લવજી શેઠે એવનને ઘણું સમજાવ્યુંચ પણ એવનનો વીચાર હજુર પુને આવવા થતો નથી.

**મેહેરબાઈ**—કાંય વારૂં ? તારે શું દુશમન એખલી હંઇ પરી જુરી મરે કે ? ખોદાય તુંને નહી દેખારે પણ તું કંઇ માંદી આજારી પરી તો તુંને જાંખીને જોનાર કોણ છે ?

**ધનબાઈ**—નહી જી હું કંઇ તદન આવવા ના નથી કેહતી; પણ સાથે મારા પેસીને લેવો તો મોટી મેહેરબાંની.

**મેહેરબાઈ**—પણ તે વાંજ્યો આવી કેમ શકે ?

**ધનબાઈ**—કાંય નહી આવેજી ? બાવાજી એટલું એનું કરજ આપે તો કાંય નહી આવી શકે ?

**લવજી**—પણ તુંને કેહયું કની કે વરી કરજ આપી એને વધારે બગારવામાં હુંજ ઉતેજણ આપું કે ?

**ધનબાઇ**—નહી બાવાજી એ હવે વધારે બગરે એવો નથી. ગમે તે કરો. એ એસકી, તચાક કે ઉદાઉ છે પણ જે ઉંચ્ચા ખાનદાનનું લોહી એની નેસોમાં હાલ વેહે છે તેજ માત્ર એને સુધારવાને બસ છે. મારાં લગણ પછી મેં જે જે એનાં ગુણો કે ખાંમીઓ જોઇય તે પરથી હું એટલીજ અટકલ કરી શકુંચ કે ખુદરતી ખવારો એ ઘણો સારો છે. પણ આ ખવીશોની ખરાબ ખશલતમાં એ એવો ઉદાવગીરને લુચ્ચો નીવડયોચ ; તેથી જો તમે એને છોરવી આપરી સાથે પુને લઇ ચાલશો તો એ ખરાબ દોસ્તોથી દુર થશે ને તાંહ સારાંની સંગતમાં પડવાથી એ એવો તો સુધરશે કે બાવાજી તમારો હાલનો ધીક્કારેલો "પેસુ દુકતો" તમારોજ વાહાલો માનીતો પેસી થસે.

**ખરસેદજી**—લવજી શેઠ મને પણ લાગેચ કે બેહેન ધનબઇજીનું કેહવું તદન વાજબી છે. હું પણ આજે ઘણું થયું એને ઓલખુંચ ને જયારે મેં પેહેલાં તમારી આગલ એની વાત છેરી ત્યારેજ મેં એના ઊંચ્ચા ખાનદાનનાજ માત્ર વીચાર પર તમોને કહયુંતું ; તેથી બેહેન ધનબઇજી ખાતર આપરે એને શુધરવાનો એક ચાન્સ આપવો જોઇએ.

લવજી—નહી બાપુ મને એ પસંદ નથી; હા. હું મારી દુકતીને એ જેલમાંથી છુટે તાંહવેર મારી આંખને જોરે મારી સાથ રાખશ ને પછી એને પસતાવો થયાથી એ આપોઆપ સુધરીને ઠેકાણે આવશે તારે હું એને કદાચ મારા જમઇ તરીકે કબુલ કરશ.

ધનબાઈ—નહી બાવાજી એ એની મેરે સુધરે તેના કરતાં આપરે એને સુધારવાની તજવીજ કરીએ તો એ વેહેલો શુધરશે.

મેહેરબાઈ—પણ શું દીકરી ધનબાઈ એ સુધરી શકે એવો છે?

ધનબાઈ—હા માયજી; એને આડે માર્ગે લઇ જનારાઓથી દુર રાખો ને સમાર્ગે ચાલનારાઓની સાથે રાખો પછી જુવો કે મારો પેશી સુધરેચ કે નહી?

ખરસેદજી—હા. બાઇ મેહેરબાઈ હું પણ બેહેન ધનબઇજીનાં બોલવાને ટેકો આપુંચ.

લવજી—પણ મારા સાહેબ દાકતર તમેબી કેઠા ચકરમ દેખાવોચ. શું તમે ટેકો આપવા નીકલ્યાચ? જાણુતા નથી કે "તાઠ જાએ રૂએ ને આદત જાએ મુએ"; તેમ શું એ એની આદત છોરવાનો છે?

ધનબાઈ—પણ બાવાજી પાંચે આંગલાં સરખાં નથી હોતાંની. હા. કેટલાક એવા હોયચ કે ખાસરકુતાઓ કદી શુધરે નહી. પણ મારો પેશી એવો છ જે જરૂર બા જરૂર સુધરશે.

ખરસેદજી—હા. લવજી શેઠ દરેક ચીજમાં એકબી એકસૅપશન હોય; તેથી હુંબી ભલામણ કરૂંચ કે જરૂર એને છોરવવો જોઇએ.

ધનબાઈ—હા જો બાવાજી એટલી મેહેરબાંની મારીપર કરો.

લવજી—ઠીક છે તારે. મારે કબુલ છે. પણ એને એક બોલીએ છોરવું ને તે એક એને પુને લઈ જઇ તારી સાથે જુદો રાખું ને આપરી લૅાઙરેપેપર મીલમાં એને ચાકરી અપાઊં. જેથી જો એ આબરૂથી તારૂં ગુજરાન કરી સારી રીતે ચાલશે તો પછી એને મારે ઘેરરાખી મારા જમઇ તરીકે કબુલ કરસ.

**ધનબાઈ**—જેવો તમારો વીચાર. હું વધારે કહી શકતી નથી; પણ જો પેહેલેથીજ તમારી સાથે રાખો તો મોટો ફાયદો થાય.

**લવજી**—જોયુંકની એની મુદલ ખાતરી નથી કે એ પોરીઓ પાધરો સુધરશે.

**ધનબાઇ**—નહી બાવાજી એમ નહી; પણ તમારી સાથે પેહેલેથી રાખવાનો ફાયદો એ કે મારાં કરતાં તમારા વધારે આંકોશમાં એ રહી શકશે ને તમારો દરેક બોલ એ વધારે જડપથી ઊંચકી લેશે.

**ખરસેદજી**—હા લવજી શેઠ. મને ધનબાઇજીની આ દલીલ તદન વાજબી લાગેચ ને જ્યારે તમે એને સુધારવાજ માથે લેવોચ તો એને પક્કો સુધારો ને પછી ગમે તો એ લોકને જુદું ઘરબાર માંડી આપજો. કેમ બાઇ મેહેરબાઇ તમારોબી વીચાર છે કની? હવે તો હું ધારૂંચ કે એ વાત તમારા હાથમાં છે.

**મેહેરબાઈ**—હા વાહાલા લવજી; જયારે ધનબાઇ આપુંને એટલી ખાતરી આપેચ તારે તો હું ધારૂંચ કે એને ખાતર આપરે ખરશેદજીએ કહયું તેમ કરવું જોઇએ.

**લવજી**—વારૂં જાંહ મેહરાં તારી મરજી થઇ તાંહ હું શું કરવા ના પાડું? જાવો ભઈ ખરશેદજી, તમે પોતે જાવો ને એનું કરજ જેમ બને તેમ અદા કરી તમારી સાથે એને પુને લઈ આવો. હમે આજે પુને જઇએચ ને એને પણ ઠોકરાવા દેવો કે એને લેવા ખાતર પણ હમે ખોટી થયાં નહી. ચાલ દીકરા હવે તું ખુશી છે?

**ધનબાઈ**—હા બાવાજી; હું તમારો એ ઉપકાર કેમ વાલસ તે મને સમજ પડતી નથી.

**લવજી**—હવે બીજી વખતે નાહાશી નહી જાય ને બાવાનું કહયું કરે એટલે બધો ઉપકાર વલીચુકેલો હું સમજસ.

(ધનબાઇજી નીચું જોયછે.)

**ખરસેદજી**—બેહેન ધનબઈ એમ સરમાવો ના. ધારો છે કે ઠોકર લાગયાથીજ દાહપણ મલેચ ; તેમ તમુનેબી આય એક અછો ધડો મલ્યોચ. વારૂ' સાહેબ તારે તમારા હુકમ મુજબ હું એ પેસીનો છુટકો કરવા જાંઊચ ને હમે કાલ સહવારની ત્રેનમાં નીકલશું ; નહી તો સાહેબ બપોરના તો જરૂર.

(ખરશેદજી જવા માંડેછે.)

**ધનબઈ**—ભઈ ખરશેદજી હું તમારો ધણો ઊપકાર માનુંચ ; (આગલ જઈને) પ્રણ ખરશેદજી, મેહેરબાંની કરી એને બે બોલ સીખામણના કહી જરૂર કાલે પુને લાવજો હં : નહીં તો વરી એ ના નહી કેહ.

**ખરસેદજી**—અરે ના શું કેહ ? એને હું સમજાવી લેવશ.

**ધનબઇ**—(આસ્તેથી) ને ભઈ જરાક એને કેહજોની કે બાવા આગલબી આવી પોતાની દલગીરી બતલાવી પાધરો રેહ ને—

**ખરસેદજી**—તમે બેફીકર રેહવો ; હં બધું નક્કી કરસ ને એને જરૂર લઈને આવશ.

**ધનબઈ**—મોટી મેહેરબાંની બા, બધી મરી જાંઉ ;

(જાય છે.)

મારાં મેહેરબાન માયજી, હું તમારોબી ધણો ઉપકાર માનુંચ ને—

(રડી પડેછે.)

**મેહેરબઈ**—ચાલ દીકરી ઉઠ ને અંદર જઈ કપરાં બદલ.

(મેહરબઇને ધનબઇ જાયછે.)

**લવજી**—(ઉઠીને) દાદગર દાતાર, તું કુલ જેહાંનનું ભલું કરજે.

(જાયછે.)

## દેખાવ ત્રીજો.

ખેમરાજ મારવાડીના ધરનો ઓટલો.

**ખેમરાજ**—(અંદરથી) એ રોમા, હજી કેસી પેહડી ન માંડયો હએ ?

**રામો**—હી કાય સેઠ, લાવતો હાયને.

(ગાડી લાવેછે.)

**ખેમરાજ**—(અંદરથી) ઇ રોનડા, ઇ બધી દકાણુ ઉઘાડયો હુંમે ને તું કયા કરતો હય ?

(ગુલાબદાસ આવેછે.)

**રામો**—(પેતી લાવીને) એ શેઠ એ ગુલાબદાસ એલા હએ (ગુલાબદાસને) શેઠ ઈકિર બસા.

**ખેમરાજ**—એ હીકો બેશાર દીઓ. મુજે આવતો હય.

(ખેમરાજ આવેછે.)

**ગુલાબદાસ**—જેગોપાલ શેઠ, જેગોપાલ.

**ખેમરાજ**—થં એ કી કામસે આવ્યો હએ ?

**ગુલાબદાસ**—એ શેઠ કોમ તો એશૅકે એક શેઠને પાંચ હઝાર રૂપીયા ઊશીના જોઇએશૅ.

**ખેમરાજ**—તે થં તું કેઉ નહી દેતા હએ ?

**ગુલાબદાસ**—આ મારી પાશે નથીને. શેઠ હંઈ તો ફ્લુશ મૉરીશ. (બાજુએ) નહી તો રાન્ડાનાં તને વ્યાઝ ખાવા દેતેકે ?

(ખરશેદજી આવેછે.)

**ખરસેદજી**—શેઠ ખેમરાજ કૂષ્ણાજીની પેહેરી આયજકે ?

**ગુલાબદાસ**—હોવે હોવે કીમ કંઈ નાણા લેવા આવ્યાશો ?

**ખરસેદજી**—ના ભઈ. મારે તો એકજણના રૂપીયા ભરવા છે.

**ગુલાબદાસ**—તારે બેશોને. આ તમે હંઇ આવીયાતો બહુ ઠૅક કરીયું હો.

**ખેમરાજ**—કીસકા રૂપીયા તું દેનોકું આયો હય ?

**ખરસેદજી**—ભઈ પેસતનજી મંચેરજી સોલીશીટરનાં. એવણે કંઈ રૂપીયા હંઇથી લીધાયની ?

**ખેમરાજ**—હી તો જેલમાં પરીયો હએ. રૂપીયા દેતો નહય કે ચીઠી બદલતો નહય.

**ગુલાબદાસ**—અરે એ રોન્ડના ગેપે તો મારી પાશેબી રૂપીયા લીધાશે; અરે તારો બાપ મરે રે તાગે.

**ખરસેદજી**—ચપ ચપ: સું તારે ગુલાબદાસ તમે કે?

**ગુલાબદાસ**—હા. હું છું. લાવોને કંઇ નાણા તોલશો?

**ખરસેદજી**—જો ભઈ તારે તમે બેઉજણ સાંભલો ને કંઇ સમજી ઠેકાણે આવો તો હું રૂપીએ પાવલો ચુકવી આપું.

**ખેમરાજ**—કીયા રૂપીયાકો ચોઠો ભાગ દેતો હએ?

**ખરસેદજી**—હા. ભઇ હું તો એનો દોસ્તદાર થાઉં. આય જોઇએ તો લેવો નહી તો હું ચાલીઓ. સાહેબ મેહેરબાંન.

(જવા માંડેછે.)

**ગુલાબદાસ**—(ખરશેદજીને થોભાવીને) અરે ખેમરાજ શેઠ, આ મુગા મુગા લીઓને. બાપમુવાનું નાહેકનું હોજરૂં ભરતા મરવા પરીએશ તાંહ.

**ખેમરાજ**—એશો હય તો લીગ્યો ને હસાબ કરદાલો.

**ખરસેદજી**—હા ભઇ ચાલો; બેઉજણ સમજી ગીયા તો કેવું સારૂં? હીસાબ નક્કી કરો તો.

**ગુલાબદાસ**—(ચોપડો ઉઘાડી) આ ઝુવો એને બે વાર મલી રોકરા લીધાશે રૂપીઆ હઝાર; ને તેના પચીસ ટકાલેખે વીઆઝના થીયા માત્ર રૂપીઆ શારી શાહાતશો; એટલે હવે મને મલવા ઝોઇએ રૂપીઆ શતરશેં પશાશ. પણ તમારે હસાબે થાશે આ રૂપીયા ચારશો ને સૅારતીસ ને ઑાનાં આઠ.

**ખેમરાજ**—ઈ અમેરા હએ રૂપીયા ત્રીનહજાર તીનશો પેસતાલીસ. ઇસકા બ્યાજકા (૪૦) ટકાસે હોઆ રૂપીયા પીંદરશો પેચાલીસ. એ શબ રૂપયા કીં બાસતે તું ન દેતો હએ?

**ખરસેદજી**—જો ભઈ એવાં મોટાં બ્યાજ મુકી દઇને ગુલાબદાસ તમે રૂપીયા ૪૦૦ માં હસાબ જમે કરો; ને ખેમરાજ શેઠ તમેબી રૂ ૧૦૦૦માં છેરો લાવો.

**ખેમરાજ**—એ પૈસા નહી દેતો હએ. તો ઘડીઆલો–અંગુઠીયે શેનો ધાલતો હએ?

**ગુલાબદાસ**—એનું ખાનું ખરાબ થાય તે એ દોહડીઆં આપવાં મલે નહી ને આ સીલકના દગલા, વાનીશના બુતો ને ઇસકાતીન શેના પેહેરતો હશે?

**ખરસેદજી**—કેમ ભઇ આય લેવાચ કે હું જાંઊ.

(જવા માંડેછે.)

**ગુલાબદાસ**—(ખરશેદજીને થોભાવી) અરે બેશો બેશો ઝાતા કાંહશો? આ મંજો કેમ માપો શો? પૈસા આપી હસાબ ચુકતે કરોને.

**ખરસેદજી**—ચાલો લેવો તારે જલદી ચોપરામાં નોંધી મને ફુલ રશીટ લખી આપો.

(ખેમરાજ ને ગુલાબદાસ લખવા બેસેછે.)

(બાજુએ) નખ્ખોદ ગીયાઓ શું ધંધો લઈ બેઠાચ? વ્યાજતો ઘણાં હલકાં લેચ. ફકટ (૨૫) કે (૪૦) ટકા. પેશીની શું કમબખ્તી લાગી કે એવાઓ સાથ કામ પારીયું? . ભોગ લાગા હોય તો એ લોકને તાંહ આવજો બાવા.

**ગુલાબદાસ**—લીઓ એ પારશા. આ રશીબ લઇ રૂપીઆ આપો.

**ખરસેદજી**—કેમ બચ્ચા પારસા શું? ખરશેદજી શેઠ નથી બોલાતું કે?

**ગુલાબદાસ**—અરે માફ કરોને. તમારૂં નામ શું ખરશેદઝી કે? (ચોપડામાં લખેછે) આ અસતક ખરશેદઝી.

(બંને જણા રૂપીયા લઈ રશીટ આપેછે ને ખરસેદજી જાયછે.)

લીઓ, ચાલો ખેમરાજ શેઠ, આ ન ધારેલા રૂપીઆ આવીયાશે હો.

**ખેમરાજ**—એ આયા તો હએ. પણ મેરેકો માલુમ હએ કે હીકો શશરો બાત તાઝો હએ. ઇ રામા,.ઇ તીજોરીઓ–પેતીઓ બંધ 'કરતો હએ. ગુલાબદાશ મય જાતો હું.

(જાયછે.)

**ગુલાબદાસ**—હા ! હા ! મારૂં એ શું નશીબ જાએગું શે. મારી અલી કેવી ખુશી થાશે ! આ પાણીમાં ગએલા રૂપીયા મલ્યાશે હો. ઓ ભગવાન તું આમઝ કરતો રેહેજે.

(ગાયછે.)

ગાવો, ગાવો, મગન તમે થાવો —(રાહ.)
આવો આવો, દોડીયાં તમે લેવો, કરેશ બંદો ધંધો,
શાસ્યું કહું, માનો મારૂં કહયું, હું તો શું બહુ ખંધો.
મને પૈસો તો બાપુ છે બહુ પ્યારો,
તેનો સંગરહ કરવા કરૂંસું હું તો વીસારો,
તેના દાવોપેચોમાં બી સું હું બહુ પુરો.
ઝીવ જાય તો પણ નહી આપું રે,
એક દમડી માટે ગળું કાપું રે,
ને દોહડયું મલે તો રસતો માપું.
એવો સું હું, પઇસા ધીરનાર, સાવકાર સંધો—શાસ્યું.
ફકટ લઊં વીસ પચીસ ટકાનું બ્યાઝ,
ગરઝ હોએ તો ચાલો મારે ઘેરે આઝ,
કરી દેવસ તમારૂં ઝડપથી સંધુ હું કાઝ.
પણ જોઇ કુવો પુરોરે,
સું હું દગલબાજમાં સુરોરે,
તેથી થાશે તમારો ચુરેચુરોરે.
પણ કર માફ તું ભગવાન, ગુનાહ છે એ બધો—શાસ્યું.

## દેખાવ ચોથો.

ખરસેદજી જેલના દરવાજા આગલ જેલરની વાત જોતા ફરેછે.

**ખરસેદજી**—અરે ખોદા આજે તો હંઇ મોકલ્યોચ પણ ફરીથી કોઈ **દાલાડો મોકલતો ના. બરીયું એ મકાણ; કેવું દરામણું લાગેચ ? બીચારો**

અંદર પેશી શું કરતો હશે? ખરેખર ધનબઇ પણ એક ઘણી શીયાણી ને ડાહી છોકરી લાગેચ. અરે ખોદા આ ખુદરતી ખાંમીઓને લીધે જો કોઇ મુરખાઓએ એને ના પાડી હોય ને તેથી એના કમઅકલ બાપે આવી ખોટી તાલ તલાવત લગાડી હોય તો હેફ્પરજો અંનેપર. આપણો સદાનો ભાગીઓ શોધતી વેલા પૈસાનો વીચાર એક કોરે મુકી, તેના સારા ગુણો, આબરૂદાર ખાનદાન, ઘરસંસારી જ્ઞાન, તેનું પ્રતીવર્તાપણું ને ખરો પ્યાર અને મરજીજ જોઇએ તો કદાચ ૧૦૦ માં પાંચજ જોડાં સુખ નહી જોશે. લેવો જેલર સાહેબ આયા; હું પેશીના ઓરડાની બાહાર ઊભા રહી છુપઇને જોઉ કે એ શું કરેચ; (જેલર આવેછે) કેમ જેલર સાહેબ અબી બારણા ખોલેગા? (જેલર બારણું ઊઘાડેછે ને ખરશેદજી અંદર જઈ એક બાજુએ ઊભા રેહછે.)

**પેસતનજી**—હા ખુદા, આ સું મારો હાલ? કેવાં ખાનદાનનો નબીરો, કીયાં આબરૂદાર મા બાપનું ફરજંદ, તે આજે કેવી ફેજે પોહચ્યોચ? ઓ બુરા દોસ્તો, કાંય મને નાહેકનો એવાં બુરાં છંડામાં નાખ્યો? મારી ધનબઈ હવે શું વીચાર કરતી હોશે? બીચારી ઘણુંબી કેહતીતી કે એવી કલ્બ છોરી દે, ખરચ ઓછો કર, ચાકરીપર વધારે ધ્યાન આપ, પણ મેં કંઈ તેણીનું માન્યું નહી, તારેજ આવા મારા બુરા હાલ થયાચ કની? પણ હવે એ પસતાવો શું કામનો? અરે દાદગર દાતાર કંઈ રેહેમ કર; મારો છુટકો કર. એકવાર કેવું સરસ ખાનાર પીનાર આજે આ રોટલીના ટુકડાપર કેમ જીવી શકે? પણ એ મારી ચાલથીજ એવા હાલ થયાકની? ઓ ખોદા હું ખરેખર પશેમાન છું; હવે કદી એવું કામ કરસ નહી. સારૂં થયું કે પેલાં નાણું ખાઈ નહી ગીયો નહી તો કે આજે કેવી સખત મજુરી કરવી પડતે? ઓ બુગ લોભ, ઓ પૈસાની લાલચ, ઓ નઠારી સંગત, ઓ નબલાં મગજ, હવે આ સઘલું કેવું ખુલ્લું મારી નજરે પડેચ? પણ—

(ખરશેદજી બાહાર નીકલી આવેછે ને પેસતનજી સરમઇ નીચું જોયછે.)

**ખરસેદજી**—કંઇ નહીં પેસી, મારી સાંમે જો. ચાલ ઉઠ; તે દાદગરના શુક્ર ગુજાર કે આ ભારે ધાસ્તી ને ઇંતેજારીમાંથી તું આજથી બચ્યો.

**પેસતનજી**—શું તારે મારૂં કરજ અદા થયું ?

**ખરસેદજી**—હા. તારા સસરા રેહેમી થયાચ, ને જો હવે તું તારી અસલી ચાલચલણ છોરી દેઇ સુધરી જવાને મને વચન આપે તો તારૂં કરજ ભરી તુંને છોરવવાનો મને હુકમ થયલો છે.

**પેસતનજી**—પણ એ સઘલું કોણથી થયું ?

**ખરસેદજી**—દુવા માંગ તારી ધનબઇને; પણ એ બધી વાત હાલ પરતી મુક ને મને સાચું કેહ કે તારો વીચાર હવે સુધરવાનો છે ?

**પેસતનજી**—હા. હું મારી ધનના કસમ લઇ કહુંચ કે હું આડે માર્ગે તો હવે જવસજ નહી. આ મારી બુરી ચાલનો હવે મને પુરતો પસતાવો થઇ ચુકોચ ને તમો આયા તેની અગાઉ હું તે મોટા સાહેબ પાસ માફીજ ચાહતો તો ને જોઇને ખુસી છેઉં કે મારાં ખરાં અંતકરણની માંગણી તેને અંતે કબુલ કીધીછે. મારા પોતાના કસમ લઈ હું કેહુંચ કે મારો પસતાવો ખરો છે ને—

**ખરસેદજી**—ને તે હવે ખરોજ રેહવાદે. મેં બધું સાંભલ્યુંચ તેથીજ હું તારો પસતાવો સીનસીઅર છે એમ માનુંચ. વાસ્તે ચાલ ઉઠ હવે મારી સાથે મારે ઘેર ચાલ ને આજે આપરે બપોરની ટ્રેનમાં પુને ઊપરી જશું.

**પેસતનજી**—પણ ખરશેદજી કંઈ ગારી લાયાચ ? મને તો બાહાર આવતાં શરમ લાગેચ ને તમારે તાંહબી બધાં હોશેની ?

**ખરસેદજી**—ચાલ સરમાએચ શાનો ? હોય, થઇ ચુંકું. તું ચાલ આપરે બાહારથી ગારી કરશું.

(બંને જાયછે.)

## દેખાવ પાંચમો.

લવજી શેઠનો પુણાનો બંગલો.

(લવજી શેઠ, મેહેરબઇ તથા ધનબઇ બેઠેલાં છે.)

**મેહેરબઈ**—કેમ દીકરી ધનુ હજુર તું કંઇ ગમગીન દીસેચ ?

**ધનબાઇ**—નહી જી. સેહેજ મારા જીવને ગમતું નથી.

**લવજી**—નહી મેહરાં, એ તો એના પેસુ વાસ્તે વીચાર કરતી હોશે ?

**મેહેરબાઈ**—ચાલ માય એમ વીચાર નહી કરયા કરીએ. હસ, બોલ, ખુશી થા. તેબી હમણા આવતો હોશે. સાત તો વાગવા આયા ને ત્રેનબી સારાસાતે આવી પુગેચ. ચાલ દાહી થઈ એક મુગી મુગી ગીત ગા.

**ધનબાઈ**—નહી માયજી હમણા મને માફ કરો. પછી હું જરૂર ગાવસ.

**મેહેરબાઈ**—ચાલ તારે જો હું ગાંઉચ તેપર ધ્યાન આપ કે જરાક તારૂં મન તો વેરાય.

(ગાયછે.)

Rosalie the prairie flower—રાહ.

નેકી કેવી પ્યારી છે, જગમાં છે સરસ,
અગર અખત્યાર કરે તો, થાએ નહી કંઈ નરસ,
માટે નેકી કરી લે—એજ દુનીઆદારી,
કે નહી થાએ લાચારી.

કોરસ.

નેક કરો, નેક બોલો, નેક વમાસો,
નેક વીચારો, નેક ચાલો. તો સુખ પામસો,
જગત આ તો છે ફાની—તજ બદી શેતાંની,
કે નહી થાએ લાચારી.

નેક ખસલત રાખજે. નેક કર સઉ કામ,
નેકીને સાથી કરજે, મહસુર થાય તારૂં નામ,
નેકી મુકી છોડજે, આએ ફાની ઠામ,
કે નહી થાએ લાચારી.

કોરસ.

ચાલ દીકરા ધનું હવે તો તું એક ગીત ગા. કેહેચ કે સારૂં માંગીએ તો સારૂં થાય. એમ સાંહાંજપરી ગમગીન નહી બેશી રહીએ.

**ધનબાઈ**—માયજી હું એક વચનની છું ; મારા પેસીને આવવા દેવો ને પછી ગમે તો એકને બદલે એક દજન ગીત ગાવશ.

(ગારીનો અવાજ થાય છે.)

**મેહેરબાઈ**—પણ જો તો આય ગારી કોણની આવી ?

(ધનબાઇ બારીએ એ જોવા જાય છે.)

**ધનબાઈ**—(ખુશી થઇ) એ તો આપરે તાંહનીજ છે માય.

(ખરસેદજી ને પેસતનજી આવે છે).

(બાજુએ) આવ વાહાલા પેસી તું આયો કે !

(પેસતનજી નીચી મુદીએ ઉભો રેહેચ.)

**ખરસેદજી**—લેવો શેઠ, મારી કબુલાત મુજબ તમારા પેસતનજીને હું લાયોચ. પેસી આગલ આવની.

**ધનબાઈ**—ચાલ પેસી બાવા પાસે જઇ આપરે બંને માફી માંગીએ. (લવજી પાસે લઇ જાય છે) બાવાજી હવે એને માફ કરો, ને તમારો જમઇ ગણી હમુંને તમારા આશીરવાદ આપો. (શેરીયાર સામન લાવે છે.)

**પેસતનજી**—(ધીમે અવાજે) શેઠજી હું ખરેખર ઘણો દલગીર છું ને તમારા કહયાસર ચાલી તમારા તાબેદાર બેતા તરીકે રેહેવા હું કબુલ થાઉંચ ને—

**લવજી**—બેતા હું દલગીર છું કે મને તારી ચાલ પસંદ નથી ને—

**પેસતનજી**—શેઠ હવે ગઇ ગુજરી ભુલી જઇ મારાપર રેહેમ કરી મને માફ કરો ને—

**ધનબઇ**—હા બાવાજી તમે કબુલ કીધું'તું તેમ મારે ખાતર એને માફ કરીને—

**ખરસેદજી**—હા શેઠ મારી ખાતરી છે કે એનો પશતાવો ખરો ને પુરતો છે. વાસ્તે એ સંધો બનાવ ભુલી જઇ એને તમારા આશરા તલે લેવો ને—

**મેહેરબાઈ**—ખરૂં છે વાહાલા લવજી; મારીબી મરજી છે કે જ્યાંરે એ એટલો પરેશાન દીસેચ ને આવી કાકલુદીથી કાલાવાલા કરેચ તારે તો આપરે એની સામે એટલાં કઠણ નહી થવું જોઇએ ને

**લવજી**—બસ; હંઇ આવ દીકરા પેશી, જોકે તારી ચાલનો તારી ધને કેવો બચાવ કીધોચ તે તું તો જાણતો નહી હોશે પણ એ નેક છોકરીને લીધેજ તું આજે આ સુખ ને હમારો આશરો લેવા પામ્યોચ એ સત માનજે. વાસ્તે આજથી હું તુંને મારા જમઈ તરીકે કબુલ કરૂંચ. દીકરા ધન હંઈ આવ'ને તારો હાથ તારા પેશી સાથ મેલાવ.

(હાથ જોડાવેછે.)

**સંધાં**—આમીન. આમીન. આમીન.

**ખરસેદજી**—લવજી શેઠ, હું એક બે બોલ બોલવા ખાતર તમારી પાસે પેહેલેથી દરગુજર ચાહુંચ. જો તમો તમારી ખાનગી ઉમેદને માટે ઉતાવલમાં પડી તમારી બેટીની ખુદરતી ખાંમીઓની ફોકટ ચીંતામાં પડતે નહી ને તે છુપાવા આવી મોટી લાલચ નાહેકની બતલાવતે નહી તો આજે તમારી બેટી એમ દુ:ખી થાતે નહી. હું પોતે પણ દલગીર છું કે મારી ગુલની ઉમેદમાં જલદીથી પાર પડવાના હેતુથી મેં ઘણી બેવકુફાઇ ભરેલી રીતે તમોને એમાં મદદ કીધીચ. પણ હવે તો તે સાહેબ મને માફ કરે. બેહેન ધનબઇજી, તમે આ બનાવપરથી જોયું તો હોસે કે બાહારના ભપકાપર લોભઇ હુલરઇથી શાહાદી કરવામાં કેટલા ફાયદા છે; પણ દુવા ગુજારો તે સાહેબની કે તમારા પેશીમાં સારાં ખાનદાનનું લોહી હતું નહી તો તમારો હાલ કેવો વધારે દુષ્ટ થતે તે કહી હું તમોને હવે દુ:ખી કરવા માંગતો નથી. ભઇ પેસી, પૈસા વાલી બૈરી લેવા જતાં શું શું સંભાલ લેવી જોઇએ તે તો તું હવે શીખ્યો ખરો, ને હું ઉમેદ રાખુંચ કે તારી માફક એવા પૈસાપર પરેલા પરવારતાઓને આ તારો હેવાલ એક અચ્છો ધડો થઇ પડશે. પણ ચાલો બાઇ મેહેરબાઇ. જેમ અંગ્રેજીમાં કેહવત છે કે "All's well that ends well" એટલે "જેનું સેવટ સારૂં

તે સઘલું સારૂ" તેમ હવે તે કીરતાર આપરાં સુખ દુઃખનો એવો સારો છેડો લાયોચ તે માટે તેના શુક્ર ગુજારી એક ખુશાલીનું ગાયણ ગાઇએ.

**લવજી**—ખરશેદજી દાકતર હું ખરેખર અંતઃકરણથી ઇચ્છુંચ કે તમારી ગુલની ઉમેદ હવે આપણે જલડીથી બર લાવીએ અને તેથી તેમાં જો કંઇ નાણાની કે બીજી રીતે મારી મદદ તમોને કામ લાગે તે આપવાને શેવક હંઇ બા ખુશીથી વચન આપે છે.

**ખરસેદજી**—લવજી શેઠ, હું તમારો ઘણોજ ઉપકારી છેઊં ને આ સુખ ભરીયાં સેવટ પછી મારા પણ સુખનું સેવટ સાહેબ આપણે સેહેલથી લાવશું. ખુદા સરવેનું ભલું કરે એ હમારી દુવા થજો આમીન, આમીન, આમીન.

(ગાય છે).

દીલદારી કીનીરે—રાહ.

**ધન ને પેસી**—મેરબાંની કીધી છે; હમપર ઓ દાદગર ; હમને બચાવ્યાં ;
પ્રીતથી મેલવ્યાં, ઉગારીયાં, બચાવ્યાં છે,
તેં તો હમને સાથરે—મેરબાંની.

**ધનબાઈ**—અંતકરણથી માનું ઉપકાર,
કેમ ભુલું હું તારો આભાર,
ચાલની–પેસી–વાહાલા–હવે ખુશાલી થાઇ કે ?—મેરબાંની.

**પેસતનજી**—ભુલ ચુક માફ કરો મેહેરબાંન,
પધારો તમો તમારે મુકામ,
જઇએ, નમીએ, ઉપકાર, તમારો માનીએ રે—મેરબાંની.

**સંધાં**—દુવા કબુલ કરો–ભાઇઓ,
સલામ–લેવો–તમો શેઠો,
હશે–મેહેર તો–મલશું–આપણ બીજી વારરે—મેરબાંની.

---

સમાપ્ત.

"જહાં પર શમઅ હોતી હએ, વહાં પરવાના આતા હએ"—રાહ.

**લવજી**—*મોબત મેરાંની થઈ કેવી, થયો દીલે બહુ રાજી,
માયા મોબતની ન્યારી, દીનો કાદસ સુખે બીરાજી.—મોબત.
બેટી મારી ઘેરખતલામાં, પડે કયારે એવી રાહા જોઉં,
સારે ઘેરે જાએ પ્યારી. એ છે મારી દીલની મરજી—મોબત.
પરની જાએ જલદીથી બેટી, મેરાં આવે મારે હાથે,
કર દીલની ઉમેદો બર મારી, દાદગર કરૂં તુંને અરજી—મોબત.

---

"દીલદારી કીની રે."

**લવજી**—*પૈસો છે પ્યારો રે, સઉને હરદમ, દુનીઆમાં,
માનીતો, નાચતો એ ગાજતો એ વાજતો, ચાહેછે,
સઉજનને વહાલો રે.—પૈસો છે.
ભાઈબંધ કે સગાં વહાલાને,
પૈસો નચાવે, મચકાવી મચકાવી,
હસાવે, નચાવે, ફસાવે, રડાવે પૈસોરે.—પૈસો છે.

---

"તુમ આએ જો ચારો જવાન."—રાહ.

**ધનબાઈ**—*શોખ વધારે નવી નવાઇ, દુનીઆમાં સોખ છે, અજબ ઝલકાઈ.
આપણાં શોખને લગામમાં રાખી, નહીં કરે કો'પર સરસાઇ—દુન્યા.
હદમાં જો નહીં હોય આપણો શોખ, અંતે થવું પછી પસ્તાઇ—દુન્યા.

---

"તન મન આસ નીરાંસ ભઇ મોરી."—રાહ.

**લવજી**—*સુનો સજનો સદગુણ છે સવાઈ,
દુરગુણ છે બુરા લોકમાં સમાઇ—સુનો સજનો.
કરે કમાઇ ગરીબઓ દયાનતે,
લુચ્ચાઓ રહે બદીમાં લપટાઇ—સુનો સજનો.
અકલાઈ દુ:ખથી ગરીબ થાએ નાચાર,
લફંગા લુટે હક ગરીબના મલકાઇ—સુનો સજનો.
રબના ગુણ ગાઇ કરો હરદમ તેને યાદ,
રહીએ ખુશખુશાલ જેથી આપણે ભાઇ—સુનો સજનો.